# સ્નેહ બાળા

## ગીત સંગ્રહ.

---

સંગ્રહ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર


અખંડ સૌભાગ્યવંતા બાઇ

**જમનાબાઇ ખીમજી આસર વીરજી**

નં૦ ૩૨૯, મીન્ટરોડ, કોટ—મુંબઇ.



સંવત ૧૯૭૬ | પ્રથમાવૃત્તિ.

ઇ. સ. ૧૯૨૦ | પ્રત. ૨૦૦૦

---

Printed by Bhagvanlal Tribhuvan
at Subodhini Press, 305 Bazargate
Street Fort Bombay.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# પ્રસ્તાવના.

---

આ નહાના પુસ્તક માટે પ્રસ્તાવના લખવાની આવશ્યકતા નથી તોપણ બે શબ્દો લખવા યોગ્ય લાગવાથી લખું છું.

સ્ત્રી કેળવણીનો પ્રસાર દિવસે દિવસે વધતો જાય છે એ પ્રસિધ્ધ વાત છે, તો તેને પુષ્ટિ આપવા સ્ત્રીઓને ઉપયોગી થઇ પડે તેવા ગીતોનો સંગ્રહ કરી પ્રગટ કરવા મારી ઇચ્છા થવાથી આ લઘુ પુસ્તક સદ્‌ગુણી બાળાઓ માટે પ્રસિધ્ધ કર્યું છે.

આ ગીત સંગ્રહમાં બાળાઓ તેમજ પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓને ઉપયોગી થઇ પડે તેવા મુખ્ય કરી નવરાત્રીનાં દિવસોમાં ગવાતા ગરબાઓ, ગીતો, જેમાં પતી ભકિત, સ્ત્રી ધર્મ, સ્ત્રીઓનું કર્તવ્ય, આદિ સ્ત્રી ઉપયોગી ગમ્મત સાથે જ્ઞાન મળે તેવા મનોરંજન ગીતો, રાસડાઓ તેમજ ગરબાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે, જેનો સદુપયોગ આર્ય મહિલાઓ કરે એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

પુસ્તક પ્રસિધ્ધ કરવાનો મારો આ પ્રથમજ પ્રયાસ છે ને તેમાં રહેલી અપૂર્ણતા તથા દોષ માટે ક્ષમા ચાહું છું.

આ પુસ્તકનો સદુપયોગ કરનાર સદ્‌ગુણી બાળાઓને કર્તા તરફથી ભેટ આપવામાં આવશે.

**લી૦ જમનાબાઇ ખીમજી આસર વીરજી**

તા૦ ૨૩-૨-૨૦

# અનુક્રમણીકા.

# સ્નેહ બાળા

## ગીત સંગ્રહ.

### શ્રી સરસ્વતીની સ્તુતિ, ૧

શ્રી સરસ્વતી દઈ સન્મતી સર્વદા સુખી કરજે:
કુમતી હરજે સુમતી ભરજે (૨)
વિનંતીઓ માત તું મન પર નિત ધરજે–શ્રી૦
કેળવણી તણી ખીલવણી ઘણી
સુંદરીઓ બની સ્વામિ ભજે
શુભ વચને સુખદ સજે (૨)–શ્રી૦

**સાખી**

ચંદ્ર તણા ઘન કિરણનો. પ્રકટ્યો આજ પ્રકાશ;
શ્રી કેળવણીના થયાં ખુલ્લાં શુભ આ દ્વાર—શ્રી.

### સ્તુતી (લલિતના કાવ્યો) ૨

જય સરસ્વતી સુકુમાર નન્દિની
મલકતી મનસ્વિની ઉર સર વિલાસીની
વિમલ સરલ રસતરંગ સમ અમ હો. સ્વચ્છંદ વિહાર
તુજ ઝંકાર કળાયલ સમ હો. ભાવ જીવન સંસાર
જય સરસ્વતી પ્રતિભા જગાવતી.

આનંદરસ ઉછળાવતી સુરવેણું ગાજતી.
દેવ પુત્રી સજીવની ઉષ્મા જ્યોતી આત્મ ઉજાળ
પ્રાણ પ્રેરણા પ્રણય પ્રચારક વિશુધ ભક્ત તુજ થાવ.
જય સરસ્વતી મલકાવી મ્હાલતી
ઉમંગ આશ સીંચતી પ્રભુ પંથ દાખતી
જય સરસ્વતી સુકુમાર નન્દિની
મલકતી મનસ્વિની ઉરસર વિલાસીની

**મંગલ માન સ્તુતિ ૩ ( શ્રી ગીતાવલી )**

( ચાલો સાહેલી ભુવનશ્વરીનાં એ રાહ )

માતા સરસ્વતિ, આપો વિમળમતી, સ્મરૂં હું નિત્ય પ્રતિ
કાપો અજ્ઞાન મતિ માતા સરસ્વતિ૦
શુભ દિન મંગળ આરંભ કરતી.
તવ ગુણ ગાવા નિશદિન સ્મરતી
આપ સુવિદ્યા, કાપ તું કુમતિ,
વિધ વિધ શાસ્ત્ર પ્રેર તું શુધ્ધ મતિ. માતા સરસ્વતી૦

**સ્તુતિ. ૪**

( વિષય વાત મમ માત તજીને. એ રાહ )

કરૂણાલય કેશવ કમલાપતિ કમલ નયન મર્દન કાલી
નરક નિવારણ નરહરી નાગર નિત્ય નિરંજન દ્રગ ધારીએ...કરૂણા
માધવ મુરલીધર મંગલકર મણીધર મનમથ મદહારી
રામ કૃષ્ણ રાધાવર રસમય રંજન કર રથી રાધારીએ ...કરૂણા

સદ્‌ગુણ સાગર સુરપતી સાચા શ્રી પતી શ્રી કર સુખકારી
દીનોદ્ધારક દુર્જન દુઃખહર દલન મલન દગ મદહારીએ...કરુણા
નિરતિ નાયક નિયત નિરામય નિખિના પતિ શ્રીનરકારી
ચરણ શરણ તુજ આવી ઉભાં ભવભય તારણ કૃપાવારીએ...કરુણા

## ગરબી ૫

શોભા સલુણા સ્યામની તું જોને સખી –શોભા સલુણા.
કોટી કંદર્પ ને લજાવે એવું મુખડું. ફીકી પડે છે કળા કામની--તું જોને
સદ્‌ગુણ સાગર નટવર નાગર, બલીહારી હું એના નામની.–તું જોને
મોર મુગટ પીતાંબર સોહે. મુકુટ પર ચમકે છે દામની તુ જોને.
કોટી આભુષણનું એ ભૂષણ, સીમા છે એ અભિરામની –તું જોને
ઓળખે તેને એ સાર સર્વનું, બીજી વસ્તુ નથી કામની તું જોને
અનુપમ એ અલબેલો રસીઓ, જીવન મુડી છે દયારામની.–તું જોને

## ઈશ્વર સ્તુતિ ૬

સ્નેહે સેવા કરીએ મારા નાથજીની સ્નેહે સેવા કરીયે
નિર્મળ જળથી સ્નાન કરાવીએ
કેશર ચંદન પ્રેમે ધરાવીએ
વાઘા વિવિધ ધરાવીએ.--મારા નાથજીની
અત્તર અગરથી મંદીર સીંચાવીએ
કમળ પુષ્પની માળા ધરાવીએ—
મેવાના ભોગ ધરાવીએ--મારા નાથજીની
જમુના જલની ઝારી ભરાવીએ

પાકા પાનની બીડી ધરાવીએ
મંગળ આરતી ઉતારીએ—મારા નાથજીની
કનક કલશ લઇ પ્રદક્ષિણા કરીએ
વિધ વિધ પુષ્પની પુષ્પાજંલિ અર્પીએ
મુક્તા ફળથી વધાવીએ--મારા નાથજીની સ્નેહે સેવા કરીએ

## ગરબી ૭

## ( ત્રીતાલ ( લલિતનાં કાવ્યો )

### ફુલની પાંખડી એ રાગ

ફુલની પાંખડી લ્યો પ્રાણ ઉરની એ અધુરી લ્હાણ.
અમીમય આંખને અહેસાન ફુલની પાંખડી લ્યો પ્રાણ.
સ્વજન સ્નેહના ઝરણાં રેલે દિલ દરિયાવ અહો એ ઝીલે
પ્રાણ પાંદડી ખીલી રહે ત્યાં બીજાં શાં સન્માન--ફુલની
છલકાતાં રસ ભાવ તરંગે પ્રકાશ પરિમળ ઉછળે અંગે
પ્રફુલ્લ આત્મ કમળ ઉઘડે ત્યાં બીજા શાનાં દાન-ફુલની
અનંત દલપર વ્હાલા મ્હાલે અમરવેલ સુરતરૂં સમ ઝુલે
પ્રીતી લક્ષ્મી પ્રભુ મય પ્રકટે ત્યાં પ્રભુતાના રસપાન--ફુલની
દ્રષ્ટિયોગમાં મધુર હસતાં વ્હાલ ઉમળકે અધુરૂ વિલસતા
રસીયા જન કલ્લોલ કરે ત્યાં આધીનતાના તાન--ફુલની
પ્રાણસમાં પ્રિયજનને પરિચય રૂમઝુમતુ અમ જીવન રસમય
એમાંની આ એકજ ફુલની પાંખડી લ્યો પ્રાણ
ઉરની એ અધુરી લ્હાણ.

## ગીત ૮

## પ્રલાપો પ્રેમીના દિલના ( દીવાને સાગર )

પ્રલાપો પ્રેમીના દિલના સનમ જાણે ઘણી જાણે
તૂંહિ તૂહિ નાદ ઘાયલના. ઘવાયાં હોય તે જાણે—પ્રલાપો૦
વિલાપો જાનકીજીના બુઝે શું લોક લંકાના
પિછાને કોઇ હનુમાના ખરેખર રામજી જાણે.—પ્રલાપો૦
મીરાંનાં પ્રેમ આંસુને કઠિન રાણાજી શું જાણે !
બનેલું થેલું એ જાણે ખરૂં શ્રી કૃષ્ણજી જાણે.—પ્રલાપો૦

## ( લલિતની કાવ્યો ) ગીત ૯

### વિદાય ( સોરઠ )

આવજો મન માન્યાં મીજમાન વ્હાલાં પ્રાણ સમાન
જાગે અમ અંતરમાં તમ તાન
પુણ્ય ભર્યે પગલે અજવાળ્યા આવી અમ ઘરબાર
ઐકય તણે સંચાર જગવશું જગમાં એકાકાર—આવજો
સ્વજન સમાગમમાં દિલ ડોલે ઉજમાળે સમભાવ
ઓછાં ઓછા બને લ્હાવરાં એ પ્રભુતાના લ્હાવ—આવજો
દુર અદૂરે એક અહો ત્યાં હસેપરસ્પર પ્રાણ
આંસુનો એ અભેદ દિવસે ત્યા સુખ સ્વર્ગ સમાન—આવજો

## મઢુલી [ લલિતના કાવ્યો ) ૧૦

મઢુલી મજાની પેલે તીર બ્હેનો વ્હાલા અનેરી અમારી એ લગીર
વૃક્ષો વેલડિયો વાળાં કુમળાં ફળ ફુલ રસાળાં

લ્હ ભવ વ્હાણું એ લગીર વ્હેનો વ્હાલાં અનેરી અમારી એ લગીર
મનની કંઇ મોજ મજા ઓ રસીયા ઉરનો કર્ણાવો-સેવાને
આવજો લગીર-વ્હેનો વ્હાલ
સ્હામે સંસારી વિલસે વચ્ચે જીવન સરિતા વહે
રેલવીએ ત્યાં રસરંગ લગીર--વ્હેનો વ્હાલાં
ઉડવાય સફર સહીયારી સુખ દુઃખની કંથા ધારી
આનંદ ઓર એ લગીર--વ્હેનો-વ્હાલાં.
લગની સહેવા સ્હાસની ગીતડાં પ્રભુના ગાવાનો
લાગે તે આવજો લગીર--વ્હેનો-વ્હાલાં
મહુલી મજાની પેલે તીર વ્હેનો-વ્હાલાં અનેરી અમારી એ લગીર

## સુરવરની મુરલી (લલિતના કાવ્યો) ૧૧

મુરલી સુરવરની ધીરે સુર સૂણીએ સજની અધુરી મધુરી દૂર-અદૂર
સ્મિતનાં ચેતનમય નયને અમીમય સરસાયન હૃદયે
હરીએ પ્રિય જનમન મુગ્ધ મધુર સુણીએ સલુણી.--અધુરી
કૌમારની કુંજ વિહરીએ મુરલીધર પ્રભુ દુત ઘૂમિએ
સુકુમારિલ કોકિલ સ્નિગધ મધુર સુણીએ સજની--અધુરી
વર્ષામાં વસંત વહીએ આર્ત આનન્દન બનીએ
કરિએ ઓછાં ઉરને ભરપુર સુણીએ સલુણી--અધુરી
સાચક સારથી ધૂરંધર સાંસધ્ધ બની સંસ્થાપક.
રહિએ ગોપાલનમાં ચકચુર સુણિયે સજની--અધુરી.
બાલક સમ સરલ કળાલય રહીએ દમ્પતી સમ વત્સલ
ધરીએ વ્હાલપ વટના અંકુર સુણીયે સજની.--અધુરી.

## ઈશ્વર સ્તુતિ ૧૨

રૂડી પ્રભાત સદ્દહજો. ઉઠીને ઇશ આરાધજો
સુબુદ્ધિના વચન સજો, સજન ભજન ભજો;
સહુનો સરજનહાર તુ. એકલો આધાર:
વિશ્વપતિ તું એક છે દયા તારી હરેક છે,
તું નામથી અનેક છે પરંતુ એક છે—સહુનો૦

## ગીત ૧૩

વાદળ ફાટવા માંડયું હવે છે.
રૂપાવાડી કંઇ કંઇ નજરે પડે છે—વાદળ૦
રાત વિતી હવે વ્હાણું રે વ્હાશે
કરતાં બપોર પછી ઝટ થાશે. વાદળ.
દરિયો તોફાની તો ધીમોજ ચાલે
પુંઠના પવનથી ઘણું વહાણુ ચાલે. વાદળ.

## ગીત ૧૪

કુંજ તણે વનજઇએ' ચલ સખી કુંજ તણે વન જઇએ
કઠણ રવીના કપરાં કિરણ, તજી વિસામો લઇએ.—ચલ સખી
શીતળ મંદ સુગંધ સરતણા પવને ઠંડા થઇએ.—ચલ સખી
પુષ્પિત તરૂવર જનિત મનોહર, મધુરી પરિમળ લઇએ,—ચલસખી

## ગીત ૧૫

મારી બારીએથી જોઇ મેં મજા હંહંહં ( ૨ )
મઝારે બલી ભાત ત્યાંથી જોઉં

સુરજ ચંદ્રને તારા---મારી.
કિરણો સૂરજ આવે ઉજાસ લાવે
તેથી ઘર શોભિતું સારૂં સારૂંરે ભલી ભાત ત્યાંથી જોઉં
મન મારૂં મલકાએ ધાએ (૨) જોઉં જોઉં બારીમાં (૨)
ખીલી સુશોભિત ચંદ્રની રાતે (૨) અજવાળું આવે
મન મારૂં મલકાએ ધાયે જોઉં જોઉં બારીમાં

## સાંજનું ગીત ૧૬

શોભે શું સુશોભિત સુંદર સાંજ
રંગે રૂપે રોશન જગમાં આ રાજ, શોભે.
ખીલે ખુલ્લે ખુલ્લે ખુશાલી દીલ નવાજ
બીરાજે છે રમણિક રચનાને કાજ રંગે રૂપે
રચી શી કુદરતે રચના આજ
સજ્યો શો વસંતે શણગાર સાજ રંગે રૂપે

## ફુલનું ગીત ૧૭

મગ મગતાં ફુલની તોરણો બાંધો સહુ હસતાં રમતાં
મગ મગતાં વન જગતાં ફુલની તોરણો૦
છે ફુલ પમરતાં જેવાં ખુશ રંગ મજેના કેવાં
અમે સહું પણ થઈશું તે વારે કિન્ડર ગાર્ડનમાં રમતા, મગ.

## ગીત ૧૮

સહુ સખીઓ કાં શરમાઇએ ઉધમમાં કાં અચકાઇએ
પશુ પંખી ઉમંગી જણાંએ અમે કેમ આળશું થાઇએ

કીડી કણ ભેળા કરતી ચકલી ચાવલ ચણુ ચણુતી
કોયલ મેના તરૂ ડાળ, બાંધતાં, માળ, રાખતાં બાળ
સંગ રહેવાઇએ અમે કેમ આળશું થાઇએ—સહુ

## પોપટનું ગીત ૧૯

અરે પોપટજી પંડિત સુણાવો સુંદર મીઠાં ગીત
અરે તને રંગે રમાડું નિત સુણાવો સુંદર૦
રંગે તું લીલો ને કંઠે તું કાળો લાલ ચાંચ રંગીત—સુણાવો
હેતે હિંચોળું ને ગીતો ગવાડું, મીઠાં મીઠાં ફળ ખાતે ખવાડું
સોનેરી પાંજરૂં સાચું મઢાવું રામ સીતા નામ પ્રિતે પઢાવું
પાળું રાખી પ્રિત સુણાવો સુંદર મીઠાં ગીત

## રસોઇનું ગીત ૨૦

સહીઅર આવો સરસ રસોઇ કરીએ
આનંદ ધરીએ પ્રભુ રીઝવીએ.... ... ....સહીઅર

## સાખી

મગજ તણા લાડુ વળી પોરણ પોળી સાથ
ઘુઘરા ખમણની રોટલી, વણીએ પાપડ હાથ
આ સઉ પકવાનો લઇ ધરો પ્રભુ રીઝવો મંદીર ભરો
વિનંતી કરો ગુંથી ફુલ માળ કરો ઓ.... ....સહીઅર.

## રાજ ગીત ૨૧

જુગ જુગ જીવો જ્યોર્જ તું મેરી સહિત મહારાજ.... ...
ભલે પધાર્યા ભાવથી... .... ....હરખી હિંદ સમાજ

ધર્મ ધુરંધર ધીરવીર જગ જય જય હિંદપતિ
ચક્રવર્તિ નૃપ અમલ અમર રહો, ભારત જન વદતી
વિજયી માત વિક્ટોરીઆ સમી કળા રહો ચડતી
એડવર્ડ સમ શાંતિ સદા રહો બ્રિટીશ ધ્વજા ફરતી
રક્ષતુ પ્રભુજી શહેનશાહ જ્યોર્જ પાંચમાં
શહેનશાહ બાનુ મેરી સંગે, વધાવીએ કુસુમે
અખંડ ભક્તિ ભાવમાં.

## સાખી

તાજ ધરો દિન હિંદનો જઈ દિલ્લી દરબાર
યાદ રહે ઇતિહાસમાં જળ સ્થળ જય જયકાર
હિંદ શહેનશાહ જ્યોર્જ જીવજો બહુ બહુ
શહેનશાહ બાનુ મેરી સહુ સુખ ભોગવો સહુ
હિંદ પતિ જ્યોર્જ અને મહારાણી મેરીને શીશ નમાવો
મંગળ ગીત હળી મળી ગાઓ સજની લ્યો સુખભર લહાવો
અવસર રૂડો અતિ આવો
સફર સફળ થાઓ વિઘ્ન સકળ જાઓ
વિજય વધુ ફેલાવ જગતમાં હર વખ્તમાં
નિજ તખ્તમાં જય જય થાઓ
હિંદ પતિ જ્યોર્જ અને મહારાણી મેરીને શીશ નમાવો
રક્ષ તું પ્રભુજી શહેનશાહ જ્યોર્જ પાંચમાં

## પનિહારીનું ગીત ( બાળ શિક્ષણ ગરબાવળી ) ૨૨

( હું તો ગામડીયન ગોરી એ રાગ )

અમે પનઘટ પનિહારી કે અમે પનઘટ પનિહારી
સજની સરખે સરખી સરવે જળ ભરવા ચાલી (૨)
આ સુંદર ઈંઢાણી સુકી શીર સરકાતી
આ નાજુક તાંબડી શોભે શી ચળકાતી
આ લટકે મટકે જળ ભરીને જો જાતી
મધુરી મોં મલકાતી રસીલી હૈડે હરખાતી, સજની૦

## પનિહારીનુ ગીત ૨૩

( મહીઆરી રે શું મહિમલ એ રાગ )

પનીહારીરે બેડાં માથે લઇને ઉભી જળને કાંઠે જઇને
લઇ તાંબડીરે દોરે ફાંસો દઇને કાઢે પાણી ઝટ લઇને
સખી સરખે સરખી શાણીરે કોઇ વાતોમાં ગુંથાણી રે
કોઇ કાઢે પાણી તાણીરે ભરી બેડું રે ચાલી માથે લઇને
ચેકના ઘુંઘટ દઇને પનિહારી

## પનિહારીનુ ગીત ૨૪

( બાળશિક્ષણ ગરબાવળી )

શીરપર ગાગર ધરી કર પનિહારીણી લટકાતી આવે
સખીઓ સરખી સોહાચે હળી મળતી હસતી આવે

ભરતી ડગલાં બહુ ભાવે હસી હસી ચાલે તન કસી મ્હાલે,
મનવસી મ્હાલે, વાટમાં, જળ ઘાટમાં, નિજ હાકમાં
મલકાતી આવે, શિરપર

## પનિહારીનું ગીત ૨૫

( આંખલડી અણીયાળીરે જરા નચાવ, એ રાહ ]
સહેલડી સુખીઆરીરે ચાલો પાણી લેવા પનિહારી
રે ઝુલતી રે જાણે ઝાડોની નાજુક ડાળી
માથે ઇંઢોણી સખી સરકાતી મુકી [ ૨ ]
ગાગર કમર પર ઢાળીરે સખી ગાગર૦—ચાલો.
દોરી રસીલી હાથે વિંટી લ્યો સજની [ ૨ ]
સીંચો કુવાના પાણીરે સખી સીંચો.—ચાલો
બેડું ચઢાવી શીરે સુંદરીઓ શાણી [ ૨ ]
ચંચળ ચતુરા ચાલીરે સખી ચંચળ૦—ચાલો
ઝાંઝરનો ઝણઝણાટ જુઓ જામતો. [ ૨ ]
વિવેક ઘુંઘટ વાળીરે સખી વિવેક ઘુંઘટ વાળીરે
ચાલો પાણી લેવા પનિહારી.

## ગરબી ( પ્રકાશિકા ) ૨૬

મ્હારી મટુકીમાં હો મહારાજ મહિડાં છલકેરે
ત્હારી વાંસલડી સુણી આજ હઇડાં ઢળકેરે
મારી ગાવડિયોનાં શુધ્ધ ગોરસ મિઠડાંરે
ત્હારી બંસરીએ લૂટી બુધ્ધ પડતાં દિઠડાંરે

## સાખી.

ડાળે ડાળે મંજરી હાલે ઝૂલી પૂર;
બોલે બોલે બંસરી સુણતાં ડોલે મારૂ ઉર.
હઇડાં ઢળકેરે.—મારી૦

આછી આછી ઉષાની રેલ જગમાં ધસતીરે
મોંઘા મધુવનમાં કરે ખેલ હસતી લસતીરે
એવી વેળ ભર્યાં મુજ એહ ગોરસ મિઠડાંરે
તારી વાંસલડી સુણી તેહ પડતાં દિઠડાંરે

## સાખી.

કિલ કિલ કરતી કોકિલા પળપળ દે પ્રતિસુર;
જળ થળ ઝૂમે કોડીલાં સુણતાં ઘૂમે મારૂં ઉર
હઇડાં ઢળકેરે.—મારી૦ ૨

ધીમે ધીમે પડે મણુ સંગ રવિનાં પગલાંરે
ફૂલે ફૂલે ફૂટે નવરંગ ભરતાં ડગલાંરે
ચાલી લઇને હું તો ધરબહાર ગોરસ મિઠડાંરે
તારી બંસરીને સ્વરધાર પડતાં દિઠડાંરે

## સાખી.

ચારો ચરતી ગાવડી થોભે ઘડીભર દૂર;
અનહદ લોલે આવડી સુણતાં ડોલે મારૂં ઉર.
હઇડાં ઢળકેરે —મારી૦ ૩

ઉભો રહી શું વગાડે એમ બંસરી ઝરતીરે
હાવાં ધગધગતી ઝટ તેમ અળસે ધરતીરે
ઓરે ઝીલ ઢોળાઇ જાય ગોરસ મિઠડાંરે
મારો પાલવડો ભીંજાય પડતાં દીહડાંરે

## સાખી.

હું ગુજરીણી ગોપિકા તું ગુણસાગર શ્યામ;
મહિડાં મારાં ઝીલી લે પછિ આ ખીલે મારૂં ઉર.
દહાડાં ટાંકેરે.—મારો૦ ૪

## ગુંથણનું ગીત ૨૭

( શું નટવર વસંત-એ રાગ. )

આવો ગાવો સહીઅર સહુ રાસે રમો
રાસે રમો ઉલ્લાસે રમો ( ૨ ) આવો૦

**સાખી**—કોયલ સમ સ્વર ઉચરી. ગાવો સુંદર ગીત;
ફરતાં ફરતાં ગુંથજો, તે પર રાખી પ્રિત.
બોલો બાળાઓ વેણુ પ્રભુ ગુણ ગાઇને
કરો એકડી ચોરસ ભાત રૂમ ઝુમ ચાલીને ...આવો૦

**સાખી**--તાળી આપો તોલથી, બોલી મીઠાં બોલ;
પગ ાં ભરજો પ્રેમથી અંતરથી અણમોલ
બાળ બાગમાં રમો રસીલી બેનો રાસમાં
વ્હાલી સાહેલીઓ આનંદમાં રહો આવો ગાવો૦

## ગુંથણનું ગીત ૨૮
## ( બાળ શિક્ષણ ગરબાવળી )
( સુરત ભુવન શૃંગાર ) રાગ

**સાખી**--ગુંથો ગુંથણી બાળ, બાળ બગના બહારમાં
બાર બાર તૈયર બ્હેનો આવો હારમાં
મનહર રાસ રમો મન ખાસ ગમો કર મધુર રાસ ધરીરે
અરસ પરસ બસ સરસ સરસ ગીત ગાવો સાથ ફરીરે-**મનહર**
**સાખી**—ચાર ચોકડી ભાત દાખવોસંગીન રંગીન રંગ
ઉલટ સુલટ ફરતાંફરતાં છોડો આ રંગ ઉમંગ-મનહર.

## ગુંથણનું ગીત ૨૯
થા વેલી તું ઘેલી મધુરીઓ બ્હેન
લે દોરી તું ખેંચીને ચાલ સજ્જેન
તું ગાણું લે પાડની માનીરે બ્હેન
તું ચાલ નમીને ગમીને સજ્જેન
આ દોર ગુંથાય રંગીન તું જાણ
તે છોડીદે જલદીથી સંગીન વાણ
લે રમુજી ગમત ખુશી થઇ
તું સુંદર ગા બ્હેની આજે તો ગાન

## પ્રભુના દર્શન લલિતના કાવ્યો ૩૦
( ગઝલ )
આવો આવો આવો આવો આજ વન્દિએ પ્રભુ
વન્દિએ પ્રભુ અભિનન્દિએ વિભુ......આવો૦

આવો સાધુસંત સંગ વન્દિએ પ્રભુ
આવો આવો આવો આજ વન્દિએ પ્રભુ
આનંદ મંગળને પ્રસંગ ઉમંગ અતિશય જાગતો
નયને નયન મળતાં મહા જ્યોતિ પ્રકટ પરખાવતો
એકમાં અનેકમય વધાવીએ પ્રભુ
વધાવીએ પ્રભુ અભિનન્દિએ વિભુ......આવો૦
યોગક્ષેમ સ્નેહ દયાભાવમાં પ્રભુ
આવો આવો આજ વન્દિએ પ્રભુ
પ્રભુનાં જનો પગભર થઇ પગલે પ્રભુને પરવરે
પગલા પ્રભુનાના ત્યાં જગતજન સહુ સંચરે
પુણ્યકેરાં દર્શને પિછાનીએ પ્રભુ
પીછાનીએ પ્રભુ આવો અભિનન્દિએ વિભુ....આવો૦
યજ્ઞ દાન તપ જ્ઞાન સદ્વર્તને પ્રભુ
આવો આવો આવો આજ વન્દિએ પ્રભુ.

## ગરબી ૩૧

પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે
શોભે રજની સુંદર શી આજ
હેતે રમીએ સંગાથે સહીઅર આપણે રે
સહિયર કંકણો સોનાનાં કરે ધર્યાં રે
માંહે જડીઆ છે નીલમ મણી નંગ—હેતે૦
સાખી—મળીઆં આજે આપણે ધરી સોળ શણગાર
કર કંકણુ ચુડી ચમક ચંદ્ર તેજ એક તાર

હીરા રત્નથી જડીત્ર ઉર હાર છેરે
મોતી ગુચ્છ લટકે છે બાજુ બંધ—હેતે૦

**સાખી**—અંબોડા ફુલે જડયાં સર શેંથે હીંગુળ
કીધાં કુમકુમ ચાંદલા મુકતા માળા ઉર
આસર પારસ મણી જડેલો ચોક છેરે
તેમાં વસતાં હૈયે નણંદલ વીર—હેતે૦

**સાખી**—પહેર્યાં ઝાંઝર પ્રિતથી ઝણણુ કરે ઝમકાર
ફરીએ સહીઅર ફુદડી આ રજની મોઝાર
સહીઅર વેલીઓ ફુલી છે વિધ વિધ ભાતનીરે
તેથી ઉપજે આનંદ અપરંપાર—હેતે૦

## ગરબી ૩૨

રાગ ઉપરનો.

સખીઓ નિજ નિજ નિતી ધર્મ સદા સંભાળીએરે
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ ધરી પરી ધાન
સાસુ સસરા માત પિતાની સેવા સાચવોરે
ભાવ સહિત ભકિતથી નિત ભજીએ ભગવાન
એવા ઉત્તમ ગુણથી ઉભય સકુળ અજવાળીએરે

**સાખી**—નજરે નજર નવ જોડીએ, નાથ વિના નર સાથ
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવુંરે
પતિ વિણ પતિના પણ સદ્દમિત્રોની સંગાથ—એવા૦

**સાખી**—નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત
વિશ્વ વિરૂધ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત
સજની ભ્રષ્ટ થવું નહિ સુધરી સદ આચારથીરે
નિર્લજ નટખટની સોબત તજવી સુજ્ઞાત—એવા.

**સાખી**—કુષ્ટી કદરૂપ કુબડો, નિર્ધન નિર્બળ કાય
મતિ હીન પતિત પતિ મળે, એ સતીને શુર રાય
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આગું ઓઢીએરે
સુખકર સાચવીએ સહુ સાથે સંપ સદાય.—એવા.

**સાખી**—ઉંચે સ્વરે નવ બોલીએ મુકાને મર્યાદ
કુલીન બ્હેન કરવો નહિ વડીલથી વિવાદ
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવા ચાલીએરે
શિવ સુત કેશવની શિખામણ અંતર યાદ—એવાં૦

## ગરબી ( બાળ શિક્ષણ ગરબાવળી ) ૩૩

રાગ ઉપરનો

સજની શોભતી શી સુંદર શોભા સાંજનીરે
ખીલી કુદરતની રચના શી અપરંપાર
દીપે બ્હાર આ ગુલજાર ઉત્તમ આજનીરે

**સાખી**—સોનેરી સૂરજ ધીમે પર્વત પાછળ જાય
કુદરત રંગ નિહાળતો નમતો સિંધુ સમાય
ભરતીના રૂપેરી નીર મોજે ઉડતાંરે
કુદે માછલા કિરણને મળવા કાજ—દીપે સજની

**સાખી**—શીતળ મંદ પવન વાહે, મ્હેકે ફુલ સુગંધ
પંખી ચારો લઇ મળે, પંથી છોડે પંથ
તારા જો મણી જેવાં ઝલકે આભમાંરે
જાણે બાળકોને તેડે રમવા પાસ—દીપે સજની૦

## ગરબી ૩૪

( રાગ ઉપરનો )

સહીઅર સંગમાં મળીને આનંદથી રે
ગાઓ પરમેશ્વરના જીભે યશ ગુણ ગાન
નારી ધર્મને પાળી સદૈવ સ્નેહથી રે
**સાખી**—સુંદરી સાચું માનજે સ્વામાનો શૃંગાર
સ્વામી કેવળ સૃષ્ટિમાં જીવનના આધાર
એથી સુખમય સંસાર સાર વિચારજોરે
નહિતો દુઃખવિકાર અપાર સમજી દાર
પતિના પ્રેમને મનથી કદી ન વિસારજોરે—સહિઅર૦

## ગરબી ૩૫ (બાળશિક્ષણ ગરબાવળી)

( પૂનમ ચાંદની એ રાહ )

સુંદર ચાંદની ખીલી પુનેમનીરે
જાણે રૂપેરી રોશની છવાઇ ચાલો રમીએ સંગાથે
સહીઅર આપણેરે..............સુંદર૦
**સાખી**—તારા સૌ ન્યારા થયા વાદળ ગયું વિખરાઇ
રૂપેરી નભ રાચતું આનંદે મલકાઇ

તરૂવર સુંદર પંખીઓરે લોલ
સુતા આનંદ ધરી સેજરે તરૂવર સુંદર
ખીલી ખીલી કુમુદીની સંગેરે ચાંદની રંગ ઘેલી
દીશે રંગે સુશોભિત ઢંગરે રાગને સંગ મેલી—સુંદર૦

## ઈશ્વર મહિમ ૩૬ ( શ્રી ગીતાવલી )

( પૂનમ ચાંદની ખીલી પૂરી અહિંરે એ રાહ )

ત્હારો વાસ દિસે ભગવાન ! સ્થળે સ્થળ વિશ્વમાંરે
રહેજો તેજ અનુપમ તુજ અમ અંતર માંહ્ય
ચાપે પ્રકાશ ઉજ્જ્ગો અંધકાર જતા સહુરે

**સાખી**—સુંદર તારક વૃન્દમાં વિશાળ નભની માંહ્ય
સરિતા ને સાગર વિષે ત્હારાં દર્શન થાય
જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડે રે
દિવસે તેમજ રજની તિમિરમાં પણ તુજ ભાસ
ત્હારૂં સ્મરણ જ નિર્મળ અમ હૃદયે નિત્યે રહો રે—ત્હારો૦

**સાખી**—વિવિધ રંગ આ અવનીમાં કેવળ અમે અજાણ
કર પકડી કરૂણા કરી બતાવજો સન્માર્ગ
ત્હારા સબલ શરણની સહાય છે અમને ઘણીરે
તેનો આશ્રય લઇને બજાવીએ નિજ ધર્મ
નિશદિન થાય અમારૂં રહેવું સદા તુજ સંગમાં રે—ત્હારો૦

**સાખી**—સત્ય પ્રેમને શાંતિના રૂડા સુખકર સ્રોત
વહો વિમળ અમ જીવનમાં રહો ન ચિત્તે ક્ષોભ

બની રહી શુધ્ધ અમારાં હૃદય નિત્ય તુજમાં વસોરે
તજીએ તુજ કરૂણા થકી અહંભાવ વિચાર
રહે નવ 'તું' 'હું' ના કંઇ ભેદ એક બનીએ સદારે—વ્હારો૦

## ( સંગીત ગરબાવળી ) ૩૭

બાળસ્વરૂપનું ઝુલાણું.

પ્રીતે પ્રાણજીવન પુરૂષોત્તમ ઝુલે પારણેરે
નંદભવનમાં નિત્યે અનુપમ ઉત્સવ થાય
એવા સુખના સાગર ભજું હું પ્રભુના નામનેરે
હીરા રત્ન જડયા છે વીશ્વકર્માએ સુખાસનેરે
મણી માણેક મુકતાનો નહીં કંઇ પાર—એવા સુખના૦

**સાખી**—તેમાં પોઢયા પ્રીતથી બાળ સ્વરૂપ ભગવાન
ધરીયાં મોતી અંગ શું કુંડળ ઝળકે કાન
પગ અંગુઠો ગ્રહીને પાન પ્રીતે કરતા પ્રભુરે
દીપે મુખ શું સુંદર પુનમ ચંદ્રાકાર—એવા૦

**સાખી**—આંખ્ય અણી આળી અતી કમળ પાંખડી રૂપ
કીકી કાળી બે શોભતી મધુકર બાળ સમ અનુપ
તીક્ષણ શુક નાશિકા જેવી ભ્રકુટી વાંકડી રે
કોમળ નીલમણીના જેવું ઝળકે ભાલ—એવા૦

**સાખી**—મંદ મધુર સ્મીતથી હરે જન મંડળના મન
ભકત મન અમૃત ઝરે દેખી દિવ્ય આ તન

પીળો પટકો ઓઢી સુના સુંદર શામળોરે
માતા હેતે હાલો ગાની ઝુલાવે ત્યાંય—એવા૦

**સાખી**—ગોપીજન મંડળ સમીપ રામ ચરીત્ર કરે માંત
અર્ધ લોચન મીચીને શ્રવણ કરે જગ તાત
પૂર્વ સ્મૃતિ આવી બાળ પ્રભુ બેઠા થયારે
ધરીયું રામ રૂપ ધરી ધનુપ બાણ નવ હાથ—એવા૦

**સાખી**—માત અતી વીસ્મય થયા દેખી અદભુત રૂપ
મુળ દેહ પાછો ધરી સુતા સુરના ભુપ—પ્રીતે પ્રા૦

## સૌભાગ્ય સંગીત સંગ્રહ. નં. ૩૮.

( હાલરડું. )

માતા જશોદા ઝુલાવે પુત્ર પારણેરે
ઝુલે લાડકડા પુરુષોત્તમ આનંદભેર
હરખી નિરખીને ગોપીજન જાએ વારણેરે
અતિ આનંદ શ્રી નંદજીને ઘેર—માતા જશોદા
હરિના મુખડા ઉપર વારૂ કોટીક ચંદ્રમાંરે
પંકજ લોચન સુંદર વિશાળ કપોળ
દીપક જ્યોતી સરખી દીપે સુંદર નાશીકારે
કોમળ અધર અરૂણ છે રૂડાં રાતાં ચોળ—માતા૦
મેઘસ્યામ કાન્તિ ભ્રકુટી છે વાંકડીરે
ખીટલી આળાભાલા ઉપર ઝુમે કેશ

હસતાં દંતુડી દીસે બેઉ હીરાકણીરે
જોતાં લાજે કોટિક મદન મોહન વેશ--માતા૦
સર્વે સોનાનું જડીત્ર મણિમય પારણુંરે
ઝુલાવે રૂમઝુમ વાગે ઘુઘરીનો ધમકાર
માતા વિધવિધ વચને હરીગુણ ગાએ હાલરડાંરે
ખેંચે કુમતીઆળી રેશમદોરી સાર—માતા૦
જેનો શેષ શંકર સરખા પાર પામે નહિરે,
નેતિ નેતિ કહે છે નિગમ વારંવાર.
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરાંરે,
નથી નથી એના ભાગ્યતણો કંઈ પાર —માતા૦

## પુનમ ચાંદનીને મળતો નં. ૩૮.

સહીઅર સાંભળો શિખામણ સ્ત્રી સંસારનીરે
શોભે સુંદરીને સદ્‌ગુણનો શૃંગાર
ગાઉં ગીત માટે ખોટ પુરો તાલનીરે--સહિઅર.

**સાખી**—સદાચરણ સાડી ભલી, નિતી ચોળી સરંગ
પહેરો પ્રિતે પ્રેમદા, શોભે સજની સંગ
હૈયે હાર પ્રિતમ પ્રેમનો પહેરો સદારે
સાચું દિલ બાજુ બંધનો શૃંગાર—ગાઉ ગીત૦

**સાખી**—નિર્મળ મન સૌભાગ્ય છે, કંચન વચન મધુર:
વિવેક ચુડી કર ધરો, પતિવ્રત નારી નુર
રહે ભરપુર લઇ સંતોષ આ શૃંગારથીરે

નિશદિન થાય સુખી સરવે આ સંસાર
નારી નામ ઠામે ઠામ વારંવારનીરે—સહિઅર૦

## ગરબી ૪૦ (બાળશિક્ષણ ગરબાવળી).

(રઘુપતિરામ હૃદયમાં રહેજોરે એ રાહ)

ખીલી શી વસંત વીવીધ વિલાસીરે
રહ્યા મનહર પુષ્પો પ્રકાશી--ખીલી૦
ઉગ્યા કમળ નિર્મળ જળ માંહેરે
ચાલે શીતલ પવન પ્રહવાએરે
કરે ગુંજાર ભ્રમરાં સુવાસે--ખીલી૦
લીલા વનમાં કેસુડાં છે રાતાંરે
નવ પલ્લવે ઝાડો સોહાતારે
પંખી મધુરા સરોદે શું ગાતાં--ખીલી૦
ઋતુ મનને રીઝાવે રસાળી રે
સાયંકાળની લ્હેર પ્રસારી રે
રંગ ગગનનો ભારી સુધારી--ખીલી૦
જાઇ જુઇ ને મોગરા ઓપેરે
જેને ચુંટવા માળીયો કોપેરે
કવિ કવિતા સુગંધીને સોંપે--ખીલી૦

## ગરબી ૪૧

(રાગ ઉપરનો)

આવી સુંદર રંગ રસીલી જુઓ ગુલજાર વસંત સાહેલીઓ
નવ પલ્લવ પુષ્પ કળીને જો દે છે શોભા સુરમ્ય મહીં તેજો

રમે ચિત્ત દેખાવ જોઇને જુઓ—ગુલઝાર.
ગીત ગાય કોમલ સુખ પામી જો
કરે નૃત્ય મયુર વણુ ખામી જો
ક્રીડા કરવે કૂદે મૃગ હરણી—જુઓ ગુલઝાર.
તૃપ્તિ પમે ભ્રમર મધુપાને જો
આવે વિહંગ ગુંજારવ કાને જો
ઋતુ બહાર ચાલો લુંટવાને—જુઓ ગુલઝાર વસંત સાહેલીઓ.

## ગરબી ૪૨.

(રાગ એજ.)

આવો સુંદર રંગ શોભિતો સજો સણગાર
સખીરી સાહેલીઓ
રૂડાં કંકણુ કર પર આજેરે
સખી જુઓ કેવા છે બિરાજે રે
તમ તનને શોભાવાને કાજે સજો સણગાર
નાકે નથની હીરા કેરી પહેરીરે
કાને પાના માણેક હીરા જોડીરે
ગળે હાર મોતી કેરા લહેરી—સજો સણગાર.
ઝણુ ઝણુ કરી ઝાંઝર વાગેરે
ખણુ ખણુ કેરા ચુડીઓના રાગેરે
મ્હેની સજ્જ થતું પ્રિય મને લાગે—સજો સણગાર

## ગરબી ૪૩.

( રાગ એજ )

આપો સતીના ગુણો પ્રભુ અમનેરે
અમે કહીએ સ્તુતિ કરી તમને- આપો.
સતી સીતા થઇ ઘણી સારીરે
જેણે વિશ્વમાં કીર્તિ વધારીરે
એવી થાય સુકીર્તિ અમારી--આપો.
સતી લક્ષ્મી એ લાયક એવીરે
એ તો વિષ્ણુની વલ્લભા દેવીરે
આજ ન જડે સતી એના જેવી--આપો.

## નારાયણ નામ ૪૪

( કીવાને સાગર )

નારાયણ નામ લાગે પ્યારૂં પ્યારૂં રે
જુઠું જગતપણું ખારૂં ખારૂં--નારાયણ૦
જેણે આઠ પ્રહર નામ દીધું રે
તેનું હું પણ હરિએ લીધું રે,
જીવ્યું જન્મ્યું કૃતાર્થ જ કીધું--નારાયણ૦
નામ મહિમાને વિરલાઓ જાણેરે
પ્રેમ રૂપ તે પ્રેમ પિછાનેરે
કોઇ અનુભવી એ મોજ માણે--નારાયણ૦
મૂળ એકજ નામ સ્વરૂપે રે

લીલા કેલી નાનાવિધ રૂપે રે
શુદ્ધ ઉપનિષદો એ નિરૂપે--નારાયણ૦
પ્રેમ પાવકે કર્મ પ્રજાળ્યું રે
ઉર આપે ઉગ્યું અજવાળું રે
ખુલ્યું બ્રહ્મસાગર કેરૂં મ્હારૂં- નારાયણ૦

## હરિનામ ૪૫

( દીવાને સાગર. )

લીધું હરિનામ સોહિ નર જીવ્યારે,
બીજા જીવ્યા તેનો જાણે મૂવા--લીધું હરિનામ૦
પૂછ્યું નારદે કૃષ્ણને એવું રે
પ્રભુ તમને ગમે કયાં રહેવું રે
લખ્યું ભાગવતે જોઇ લેવું--લીધું હરિનામ૦
નાના વૈકુંઠમાં હું વિરાજું રે
નહીં યોગી ઉરે કહું સાચું રે
ગાય ભકતો મ્હારા તહીં નાચું--લીધું હરિનામ૦
નથી મંત્રો કે દેવોની શક્તિરે,
ઉગે શ્રદ્ધાથી ભક્તિની જયોતિરે
કૃતિ હરિમય ગીતા એ બોધી--લીધું હરિનામ૦
જયમ સાગર ઉર્મિ છલકતારે,
ત્યમ દશ દિશ આપ ઉલસતારે
હરિ કર્તા અને હરિ ભોક્તા--લીધું હરિનામ૦

## પંદર તીથીઓ ૪૬

( ગરબાવલી સંગીત. )

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યારે
સાથે સીતાને લક્ષ્મણ બંળા, રઘુપતીરામ રૂદેમાં રહેજોરે
સખી બીજે મઢીમાં બીરાજેરે, જેવા નદીઓ તણાં નીર ગાજેરે
રામ મેલી ગયા રૂડુ રાજ, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે
સખી ત્રીજે તે વનની ઝાડીરે, દશ ફળ મંગાવે દાડીરે
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે
સખી ચોથે કેવડીઓ મેકેરે, ફાલ્યો ફુલ્યો ને મોગરો મ્હેકેરે
એવી લીલી લતાઓ લ્હેકે, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલી ને કાંઠલો કાળોરે
મુખે રામ ભણતો ભાળ્યો, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે
સખી છઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે આવ્યોરે
એ મુખનો મૃગ બનાવ્યો, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે
સખી સાતમે શ્રીહરી સમર્યા રે, વાડી ભેળી ઉડાડયા છે ભમરારે
દુઃખ સહીને ઉછેર્યાં ડમરાં, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે
સખી આઠમે એને નીહાળ્યોરે, ધનુષધારીને મૃગને માર્યોરે
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે
સખી નવમે તે નાંખ્યો તીરરે. જઇ વાગ્યો મૃગ શરીરરે
વારે ધાજો લક્ષ્મણ વીર. રઘુપતિરામ રૂદેમાં રહેજોરે.
સખી દશમે કહે લક્ષ્મણનેરે, ભેલી વીરો બોલાવેછે તમનેરે
આડી આણ દીધી છે અમને, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે

સખી એકાદશી અપવાસીરે, લંપટ લેવાનો લાગ તપાસીરે
રાવણ સીતાને લઇ ગયો નાસી, રઘુપતીરામ રૂદેમાં રહેજોરે
સખી બારસે હનુમાન બળીયોરે, ઠેકી સમુદ્ર પાર ઉતારીયોરે
જઇ જોગ માયાને મળીઓ, રઘુપતીરામ રૂદેમાં રહેજોરે
સખી તેરસે ત્રંબાળુ ગાજેરે, હાંક હનુમાન કેરી વાગેરે
લાય લંકા તે ધડમાં લાગે, રઘુપતીરામ રૂદેમાં રહેજોરે
સખી ચૌદશે ચિત્ત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે
રામે રાવણને નાંખ્યો મારી રઘુપતિરામ રૂદેમાં રહેજોરે
સખી પુનમે પ્રભુજી પધાર્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે
માતા કૌશલ્યાને મન ભાવ્યા. રઘુપતીરામ રૂદેમાં રહેજોરે.

## સૌભાગ્ય સંગીત સંગ્રહ ૪૭

### ( રઘુપતિરામ હ્રદયમાં રહેજોરે )

સદાચાર પાળવો બહુ સારોરે, એજ ધર્મ ખરો છે તમારો
ધન વિદ્યા તણો મદ તજવોરે, સુખકારક મારગ સજવોરે
પીડા પરને કરી નહી પજવો—સદાચાર૦
સત્ય બોલવું ચાલવું ચાંપેરે, જેમ જગતપિતા નહી કોપેરે
એથી આપણું કુળ પણ ઓપે—સદાચાર૦
ક્રોધ કામ સદા પરહરવારે, લોભ મોહ વળી વશ કરવારે
મદ મત્સર દેવા ન ઠરવા—સદાચાર૦
અભિમાન ન લાવીએ લેશરે, કદી કરીએ નહિ કાંઇ કલેશરે
વદિએ નહિ વાકય વિશેષ,—સદાચાર૦

પરનિંદા સદા પરહરવીરે, દયા દીન જનોપર કરવીરે
નહિ નીતિની વાત વિસરવી—સદાચાર૦
નિત્ય તન મન નિર્મળ કરજોરે, શીળ ચિંતામણી સંઘ રમેરે
દુષ્ટ દુર્ગુણ દૈત્યથી ડરમે—સદાચાર૦
દંપતીએ હળી મળી રહેવુંરે, બીજા આશ્રમનું સખ લેવુંરે
થાય નિંદા તેવું તજી દેવું—સદાચાર૦

## ગરબી ૪૮

( મહોલે પધારો મહારાજ એ રાહ. )

બ્હેનો નિત્યે કરવાના કામ કહું છું તે સુણજો તમેરે
નીમ પાળતાં રાખજો હામ કહું છું

**સાખી**—વ્હાણે વ્હેલું ઉઠવું પછી કરવું સ્નાન
ઠરી બેસી ચોખ્ખે ચિત્ત ધરવું શ્રીહરિનું ધ્યાન—કહું છું૦

**સાખી**—ભણવો લખવો પઠને જવું નિશાળે નિત
આવીને રમવું વળી ઠાવકી રાખી રીત—કહું છું૦

**સાખી**—રાતે સુણવી વારતા જ્ઞાન નિતીની તે
વડીલનું માન્યા થકી સુખમાં નહિ સંદેહ—કહું છું૦

## ગરબી ૪૯

( રાગ ઉપરનો )

સુણજો બ્હેનો સહુ આજ શિખામણ દઉં છું સાચી
સદ્‌ગુણી થાવા સદાય જેડી કર લવું છું જાચી

સાખી—ભણી ગણીને જ્ઞાનનો ભરી ખૂબ ભંડાર
અસાર આ સંસારનો શોધી લેજો સરસ સહુ સાર–શિખ.માણ૦
સાખી—સ્વતંત્રતા નહિ રાખીએ સસરા પીયર માંહી
આજ્ઞા ગુરૂજનની થતાં ગણિએ સુખદ સદા મનમાંહિ–શિ૦
સાખી—રીસ કર્યાની ટેવને ટાળો સહુ તત્કાળ
દુઃખદ દુર્ગુણ દોરવી બાળો તરત જબર જે જાળ–શિ૦
સાખી—સરલ સ્વભાવથી રહી સુખદ વદો શુભ વેણ
બીજાને નહિ બાળીએ કડવાં કાઢી નકામા વેણ—શિ૦
સાખી—નિતી તણી શુભ રીતથી તજીએ કુડા પંથ
કરીએ પ્રેમે પલકમાં હેતે હુકમ કરે જે કંથ—શિ૦
સાખી—અદેખાઇ આળસ અને અદક્ષી છાંડો આળ
પ્રોઢપણું તનમન ધરો સુખીઆં થાવાં સદા તત્કાળ–શિ૦
સાખી—શીલ સમાન ન એક પણ અલંકાર સુખરૂપ
શોભા શુભ સૌભાગ્યની સહુએ અંતર ગણજો અનુપ–શિ૦
સાખી—સારા થવા ઇચ્છીએ જગદીશ્વરની પાસ
કેશવ આ કલિકાળમાં પસરે જેમ તમારી સુવાસ––શિ૦

## ગરબી ૫૦.

પ્યારી બેનો તમે સહુ મળીરે લોલ
ચાલો રમીએ સૌ સંગાથરે– પ્યારી૦
સોમે સદાશીવ ધામમાંરે લોલ
પુજન કરીએ પુરે પ્યારરે––પ્યારી૦

મંગળ મંગળ રૂપ· છે રે લોલ
ગાઇએરે ગીત ગુણવંતરે--પ્યારી૦
બુધેરે બુદ્ધ શુદ્ધ સાંપડેરે લોલ
રૂડાં સુકર્મ ધર્મ ધારીરે--પ્યારી૦
ગુરૂએ અતિ ગંભીર થઇરે લોલ
કરીએ નાચ રંગ આનંદરે--પ્યારી૦
શુકરે શુકર કરે શારદારે લોલ
શુદ્ધ નિતી રૂડી રીત ધારીરે--પ્યારી૦
શનિએ સૌ કષ્ટ નષ્ટ થાયછેરે લોલ
દુઃખો દુરાચાર દુરરે--પ્યારી૦
રવિએ રતિપતિ સંગમાંરે લોલ
મણિ તુલ્ય સુખ ઉપભોગમે--પ્યારી૦

## રાસ મંદિરે પર.

(ઢાળ--પ્રગટ્યા શ્રીકૃષ્ણ મન ભાવતારે લોલ.)

બ્હેનાં પધારો રાસ મંદીરે રે લોલ
રાસના વિલાસ અણમૂલમે
બ્હેનાં પધારો રાસ મંદિરે રે લોલ
મન્દિર શણગાર્યું સ્નેહ ફૂલડેરે લોલ
સુન્દર છે શબ્દ સુવાસમે
બ્હેનાં પધારો રાસ મંદિરે રે લોલ
ઝૂલે તોરણ સૂર તાલનાંરે લોલ

ઝળકે માણિક્ય સમ ભાવજો
　　　　બ્હેનાં પધારો રાસ મંદિરે રે લોલ.
નીતિકુંકુંમ ભર્યું આંગણું રે લોલ
પૂરી રંગોળી સદ્‌બોધજો
　　　　બ્હેનાં પધારો રાસ મંદિરે રે લોલ.
આશા ભરી મ્હારી બ્હેનડી રે લોલ
આશા ભર્યા મ્હારા રાસ જો
　　　　બ્હેનાં પધા ો રાસ મંદિરે રે લોલ.

---

## ગીત ૫૨.

## મુજ ગામડે.

( ઢાળ—પ્રગટયા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ )

ગોવિન્દ પધારો મુજ ગામડે રે લોલ
ગામડે ગવાય તમ ગાન જો
　　　　ગો વન્દ પધારો મુજ ગામડે રે લોલ.
ઝૂંપડી અમારી પ્રભુ છાજની રે લોલ
બનશે વૈકુંઠ સમ ધામ જો
　　　　ગોવિન્દ પધારો મુજ ગામડે રે લોલ.
દૂધલડાં દોહી ગોરી ગાયનાં રે લોલ
પાણું ભરી ભરી પાત્ર જો
　　　　ગોવિન્દ પધારો મુજ ગામડે રે લોલ.

ઢેબરાં ને ઘેંસ રૂડી રાબડી રે લોલ
ધરશું મ્હેમાની નિર્દોષ જો
ગોવિન્દ પધારો મુજ ગામડે રે લોલ.
ભાવના ભૂખ્યા પ્રભુ ભાવતા રે લોલ
પ્રીત થકી નિત્ય ધરૂં ધ્યાન જો
ગોવિન્દ પધારો મુજ ગામડે રે લોલ.
હઇડાં ધરીશું પ્રભુ ચરણમાં રે લોલ
દેશું કંઈ સ્નેહ સન્માન જો
ગોવિન્દ પધારો મુજ ગામડે રે લોલ.
ગોકુળપતિ વ્હેલા આવજો રે લોલ
જુએ વ્રજબાળા તમ વાટ જો
ગોવિન્દ પધારો મુજ ગામડે રે લોલ

---

## ગરબી ૫૩.

(સૌભાગ્ય સંગીત સંગ્રહ.)

વ્હાલા પધારો મારે મંદિરે રે લોલ
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો— વ્હાલા૦
રજની વધાવે રૂડા ચંદ્રને રે લોલ
વ્હાલાને વધાવું હુંય તેમ જો— વ્હાલા૦
મંદિરે વગાડું સ્નેહ ઘંટડી રે લોલ
ઘંટડીની તાને રાખું ધ્યાન જો— વ્હાલા૦

ચાલો પૂજીએ પ્રેમે દેવને રે લોલ
એક બની ગાશું ઉર ગાન જો— વ્હાલા૦
આંસુડાં ઉભરાય મારે અંતરે રે લોલ
વ્હાલા વિના તે ઝીલે કોણ જો— વ્હાલા૦
કુસુમ કળી વેરાય ઉરની રે લોલ
વ્હાલા વિના તે ખીલે કોણ જો— વ્હાલા૦
મંદિરે ચઢાવો અમર ફુલડાં રે લોલ
ઉરમાં ભરીશ હું સુવાસ જો— વ્હાલા૦
આવો ભુલીને જગ વાતડી રે લોલ
હસીએ તે સ્નેહ તણું હાસ જો— વ્હાલા૦

---

## ગરબી ૫૪.

( સૌભાગ્ય સંગીત સંગ્રહ. )

ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ
તેજ કોટી ચંદ્રનો પ્રકાશ માસ પૂર્ણમે રે લોલ
તાળી દેતાં વાગે રૂમ ઝુમ ઝુમખાં રે લોલ.
દીપતે કપાળ મોતી સેરડી રે લોલ
કંકુચંદ્ર શોભતો રસાળ કાળી ભમરે રે લોલ
ચક્ષુ ચંચળા તે ચાલી ચિત્તથી રે લોલ.
વદન નમ્ર માંહી કુણાં ગાલો લાલ શોભતા રે લોલ
તાળી દેતાં વાગે રૂમ ઝુમ ઝુમખાં રે લોલ.

કર્ણ માંહી વાળી વળી વાંકડી રે લોલ
અધર તેજ કોટી અમૃત ખાણુ મધુર મુખથી રે લોલ
તાળી દેતાં વાગે રૂમ ઝુમ ઝુમખાં રે લોલ.
હોંસથી હલાવી હસ્ત વેલડી રે લોલ
ચાલતી તું હંસતણી ચાલ પગ શોભતા રે લોલ
મોતી હીરા જ ગળુબંધમાં રે લોલ
તેજમાં તરેહવાર સેર પડે ચંદની રે લોલ
તાળી દેતાં વાગે રૂમ ઝુમ ઝુમખાં રે લોલ
એમ ઠાઠ માઠ કરી સુંદરી રે લોલ
કાળિબિંદી કામ કેરૂં ચાપ અતિ ઓપતૂં રે લોલ
તાળી દેતાં વાગે રૂમ ઝુમ ઝુમખાં રે લોલ

---

## ગીત ૫૫.

## શ્રી નાથજીનો ઘોળ.

શ્રી નાથ નગર રળિઆમણા હાંરે ગૌલોક નિજ ધામ,
દર્શન આપે શ્રીનાથજી હાંરે પુરે વૈષ્ણવના કામ—શ્રી૦ ૧
વલ્લભ કુળ સેવા કરે રે, પ્રેમ પ્રીતિથી અપાર,
મહા પ્રભુજીના લાડીલા, હાંરે ભકત હેત અવતાર—શ્રી૦ ૨
નિજ મંદિર શય્યા મંદિર છેરે, મણિ કોઠામાં તરંગ,
કીરતનીઆ કીરતન કરે, હાંરે વાગે ઝાંઝ ને મૃદંગ—શ્રી૦ ૩
બેઠી છે વૈષ્ણવ મંડળી રે, છઠ્ઠી કોઠા માંહી આપ,
ઝાપટીઆ ઝાપટ દીએ, હાંરે પાપ સર્વ કટી જાય—શ્રી૦ ૪

ડોલ તીબારીમાં કંદરા રે, પાસ ડેરી છે ગોલ,
શ્રુબારી સનમુખ બની, હાંરે પ્રભુ ઝુલે ત્યાં ડોલ—શ્રી૦ ૫
રતન ચોકમાં ચાલીએરે, હાથ તાળાને લગાડી,
હથીઆ પોલ હાથી ઘુમતાં, હાંરે લીઓ ચરણામૃત આવી—શ્રી૦ ૬
કલમ ચોકમાં બેસીએરે, નિત્ય વાજે ત્યાં બીન,
ઋષિ બ્રાહ્મણ માળા જપે, હાંરે બની તીબારી નવીન—શ્રી૦ ૭
કુબેરની પુરી ખરીરે, ત્યાં થાય સમાધાન,
સમાધાની સેવા લીએ, હાંરે રાજી થાય તે પ્રમાણુ—શ્રી૦ ૮
કીરતનીઆ ગલી જોઇએરે પાસ ચોક છે અનાર,
ખાસા ભંડાર બીજે ખાંડ ઘર, હાંરે પાસ પ્રસાદી ભંડાર—શ્રી૦ ૯
શાક ઘરતો સમુદ્ર છેરે મહિમા વર્ણ્યો ન જાય
નિજ વૈષ્ણવ સેવા કરે, હાંરે આનંદ ઉર ન સમાય—શ્રી૦ ૧૦
સામગ્રી અનેક જાતની રે, કરે શ્રીજીને કાજ,
પ્રેમ સહિત પધરાવતા, હાંરે ભોગ આરોગે વ્રજરાજ—શ્રી૦ ૧૧
મીશ્રી ઘર દુધ ઘર છે રે, બને છાશ ત્યાં નિત,
ફુલ ઘર પાન ઘર કુંજ છે, હાંરે મગન સેવામાં ચિત્ત—શ્રી૦ ૧૨
પાસ સુદર્શન ચક્રરાજ છે રે, થાપ્યાં સ્થંભ વેદ ચાર,
સાત ધજા પધરાવતાં, હાંરે કળશ વ્રજનો છે સાર—શ્રી૦ ૧૩
ફુલેલ ઘર ઉંચો બન્યો રે, પાસ અગાસી અનેક,
માળા બોલે છે ઉતાવળી, હાંરે બીજ ઘર છે વિશેષ—શ્રી૦ ૧૪
પાતાલ ઘરનો ચોક છે રે, સીધા ઘરમાં સામાન,
જમુના જલની છે કોઠળી, હાંરે ત્યાં રહેછે જળપાન—શ્રી૦ ૧૫

શય્યા મંદિર નવો હદ બન્યો રે, મકરાનો થયો કામ
પાસ કોઠો રમણિક છે, હાંરે ત્યાં રમે ઘનસ્યામ—શ્રો૦ ૧૬
ગંગા જમુના અને સરસ્વતીરે, ત્રણ બેનોનો સમાજ
પ્રભુ પાસે નિશદિન રહે, હાંરે નીરખી સિદ્ધ થયાં કાજ—શ્રો૦ ૧૭

---

## ગરબી ૫૬.

પતિ રાવણરે. કહે છે મંદોદરી પ્યારી
હરી લાવ્યા શું રામની નારી.
રામચંદ્ર રે જગતણા પ્રતિપાળ
આવું સાંખશે કેમ તે આળ.
થાશે જાનકી જીવનો ઘાતરે, માનો સીતા સતી સાક્ષાત રે
જગત જનની તે અંબા માતરે
પીયુ મારા રે વાત કહું છું વિચારી
સોંપો રામને સીતા પ્યારી.
મેં જાણ્યું રે આવ્યું તમારૂં મરણ
ત્યારે કર્યું સીતાજીનું હરણ
માનો માનો રે રામને જાઓ શરણ
આપો જાનકી નમીને ચરણ
એતો ત્રણે ભુવનના ઇશરે
પૂજે સહુ લોક અહોર્નિશરે
તે છેદશે તમારાં શીષરે

લંકાપતિ રે મૂઢ મતિ થઇ તમારી
સોંપો રામને સીતા પ્યારી—પતિ૦

---

## ગીત ૫૭.

( સૌભાગ્ય સંગીત સંગ્રહ.

( ગીરધારીરે વાત કહું તે વિચારો- )

પ્રિય બ્હેનોરે સુણો શિખામણ સારી હું કહું તમને વિસ્તારી
આ ભવમાં રે સારી રીતથી ચાલો નવ આળસમાં દિન ગાળો
છે જન્મ મરણ જન માથે રે સારાં કૃત્ય આવે છે સાથે રે
પુણ્યદાન કર્યું જે હાથે રે તેથી કરજોરે ઇચ્છા સફળ તમારી—હું૦
નવ ધરજોરે ક્રોધ ચિત્તની માંહી જેથી કલેશ થાય કદિ નહિ
બ્હેન ભાઇને હેતે બોલાવે રે, કોઇ રીસ કદિ ન ચઢાવે રે
સહુ સારા સારા કહાવે રે આચરજો રે નીતિ પ્રીતિ ઉર ધારી—હું૦
દુર્જનની રે સાથ વાત નવ કરવી પરનીંદા મન નવ ધરવી
લજ્જાને નવ દૂર કરજો રે ખોટી આળ થકી પણ ડરજો રે
સારાં વચન મુખે ઉચરજો રે જેથી પ્રસરેરે કીર્તિ લોકમાં ભારી—હું૦
પતિ સંગરે રોષ કરી નવ વદવું કશું સંમતિ વીણ નવ કરવું
જેથી સુખ અતિશય આપે રે નવ સાસુ કદિ સંતાપે રે
કહી શાણું ઘરમાં સ્થાપે રે નણંદીને બ્હેન તમે તો ધારી—હું૦
વિદ્યાને રે માન ઘણેરું આપો સદ્ પુસ્તક ચિત્તે સ્થાપો
વિદ્યાથી વૃદ્ધિ જાણો રે વિદ્યાવાળીને ચિત્ત વખાણોરે
ઉંચી ઉમેદ મનમાં આણો રે જેથી કુળનીરે કીર્તિ વાધે ન્યારી—હું૦

લક્ષ્મી પર રે મોહ તમે નવ લાવો કદિ ધનપતિ પત્ની કહાવો
લક્ષ્મીને અસ્થિર જાણો રે કરો દાન સુપાત્રને આણી રે
જેમ પાય તૃષાતુરને પાણી રે તમે વર્તોરે ઉદારતા દીલ ધારી--હું૦
નવ વિસારોરે પતિ પ્રભુને મનથી નિત્ય સેવન કરજો તનથી
અંતે મોક્ષજ થાય તમારો રે જન્મ થાય જગમાં સારો રે
ભવ દુઃખનો આવે આરો રે છેવટની રે આ શીખ જાણો સારી--હું૦

—— :૦: ——

## ગીત ૫૮.

### સૃષ્ટિ સૌંદર્ય (બાળશિક્ષણ ગરબાવળી.)

(શ્રી મુખ સુંદર જોવાને એ રાહ.)

આવો સહીઅર સહુ જોઇએ સાથ,
રચના સુંદર કુદરતની;
જગ બાગ ખીલ્યો છે વિધવિધ ભાત,
સંગીન રંગીન ભણતરથી—આવો૦

**સાખી**—જગત બાગનાં ઝાડવાં, નીતિ પત્રથી સ્હોય
સંપવાયુની લ્હેરમાં સહુ આનંદે જોય
જગ બાગે જન પામે આરામ
સૌ ઇચ્છે જય જગધરની— આવો.

**સાખી**—ફળફુલ સુંદર શોભતાં ખાટાં કોઇ મધુર
રંગ બેરંગી ઓપતાં ઝાડ ઉપર ભરપુર

ઉપયોગ કરે પશુ પંખી સર્વ
ડાળ ઉપર થઇને વતની— આવો

**સાખી**—કરી મહેનત ફળ મેળવે પાય પાણી કરી વાડ
એક બીજાં ફળ વાવરે ઉછરે એમ જગ ઝાડ
આ અગણિત સુખસંપે સંસાર,
ચાલે નિત્ય ગતિ ફરતી— આવો.

---

## ગીત ૫૯.

(સૌભાગ્ય સંગીત સંગ્રહ.)

વડ સાવિત્રી વ્રત આજ, પૂરણ કરીએરે
લઇ કુંમકુંમ અક્ષત હાથ, ફળ તો ધરીએરે
છે પવિત્ર વસ્ત્રો મ્હેન, આપણ અંગેરે
કરો પૂજન વડનું આજ સહીઅર સંગેરે.
વિધિ આ વ્રત તણી રે સાચવો તમે
તો તો મંગળ તમારૂં થાયરે આયુષ્ય પ્યારા પતિનુંરે વધારશો.
શાસ્ત્ર વિષે સુંદરતા શી એની લખી,
તેથી તમારૂં રૂડું થાયરે—આયુષ્ય પ્યારા પતિનુંરે વધારશો.
કંકણુ કર વિષે ચમકે તમારા અંબોઢા શિરપર શોભેછે સારા
એ સહુ રહેશે રૂપાળાં વ્રતની વિધિ.સંભાળો;
ઝાંઝરનો ઝમકારો તમારો લટકો મટકો ને ચટકો તમારો
ખટકો હોય જો પ્યારો, વ્રતની વિધિ સંભાળો— વડ.

---

## ગીત ૬૦.

( 'મારે મોઢે મનાવી રાજી કહેવરાવી' એ લય. )

પ્રભુ હેતે બોલાવે હસાવે ખીજાવે મ્હલાવે સદા એ મને બહુ ગમે.
પ્રભુની પાંખ માંહિ રહું નિત્યે સમાઇ
આધિ વ્યાધિ ઉપાધિ મને ના દમે—પ્રભુ હેતે૦
મહા અભય પદ છાય પ્રભુ કેરી લ્હાય
તેને છોડી સુજાણ કો બીજે કયાં સમે—પ્રભુ હેતે૦
ભોજ્ય દૈવી સ્વાદવાળાં પાય અમૃતના પ્યાલા
તેને છોડી બીજું શું પીએ ને જમે—પ્રભુ હેતે૦
મહા સિદ્ધિ નિધિ સ્વામી હું સદાય રહી પામી
સોનું કરવા ધમણ કોણ મિથ્યા ધમે—પ્રભુ હેતે૦
પ્રભુ કેરાં રમ્ય સ્થાન હૃદય મૂર્ધ આદિ મહાન
તેમાં છોડી વિહાર કોણ બીજે ભમે—પ્રભુ હેતે૦

---

## ગીત ૬૧.

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી કલાવી પટાવી પુછો શું તમે.
ફુલ સુગંધીવાળાં રૂડાં રંગે રૂપાળાં, તેની મીઠી સુગંધી કોને ના ગમે;
તેની મીઠી સુગંધી કોને ના ગમે—મારે મોઢે૦
લીલાં પીળાં ઝાડ પાન ઉપર પંખી કરે ગાન
રોજ કાને સાંભળવાં કોને ના ગમે, રોજ કાને સાંભળવાં
કોને ના ગમે—મારે મોઢે૦

---

## ગીત ૬૨.

( 'મારે મંદિરે પધારો યોગીરાજ' એ લય. )

પ્રભુ પ્રેમમાં રમાડું઼ ઓ સુજાણ મારા પ્રાણ
આવો પધારો આનંદથી.
પ્રેમ આનંદ એજ વ્રત આપણું
જેથી જાય સઘ અંતરનું તાપણું
પમાડું તમને ચિતિ રત્ન ખાણ મારા પ્રાણ—આવો૦
સાધનો વિવિધ સ્નેહે નિત્ય સાધવાં
ઉરે સ્થિર ચિત્તે ગુરૂને આરાધવા
આપું ષડ્રિપુ હણવાનો એ કૃપાણ મારા પ્રાણ—આવો૦
અન્ય વિષયે વહેતી વૃત્તિ રોધજો
તૈલ ધારાવત સતત સ્વરૂપ શોધજો
(એ) આપું લક્ષ્ય વીંધવાનું અચુક બાણ મારા પ્રાણ—આવો૦
ગણી સર્વસ્વ પ્રિયતમ નરહરિ
સાચા ભાવથી લેજો સઘ વશ કરી
દશે દિશામાં વર્તાવું તમ આણ મારા પ્રાણ—આવો૦

---

## ગીત ૬૩.

મારે મંદિરે પધારો યોગીરાજ મહારાજ
ભોજન કરાવું મન ભાવતાં.
ઘેબર ઘારી જલેબી શીરો સુખડી

મોતીચુરને મેસુર ભાંગે ભુખડી
તણુ તતબીરે કાચરી વળી તમ કાજ--ભોજન૦
નેહે નીપજાવું શાક ભાત ભાતનાં
રૂડાં રાઇતાં બનાવું જાત જાતનાં
અતિ જુક્તિથી પીરસું પ્રિતે ધરી આજ--ભોજન૦

---

## ગીત ૬૪.

### સ્વાગતાંજલિ. ( સ્ત્રીગીતાવલી. )

( મારે મંદિરે પધારો એ રાહ. )

આવો આવો પધારો મોંઘેરા મહેમાન અંતરને વહાલે વધાવીએ.
અમો દીનતણા આવાસમાં, તમો ભાગ્યશાળીના અતિ ઉલ્લાસમાં,
કયાંથી પગલાં પનોતાં; પધારે મહેમાન-- અંતરને૦
નથી કલગી કે હાર હેમ ફુલના, નથી મોતી માણેક મહા મૂલનાં
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર-- અંતરને૦
શાંત સાદાં અમારાં છે આંગણાં, શાંત સાદાં અમારાં વધામણાં,
વેણુ સાદાં પણ દેવાં અમોલાં સન્માન-- અંતરને૦
નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો, વિમળ હૃદય તણા ભાવને વધારશો
એજ વિનતિ છે તમને મોંઘેરા મહેમાન-- અંતરને૦

---

## ગીત ૬૫.

( દાણ માગેરે એ લય. )

હાંરે હું તો જાગીરે હું તો જાગી
હાંરે હૃદયવાટિકામાં વાંસલડી વાગીરે—હું તો૦
હાંરે જ્યું આમ તેમ પહેલાં મેં જાગી
હાંરે દિવ્ય નાદની ન ભાળ પ્રથમ લાગીરે--હું તો૦
હાંરે ધ્વનિ કયાંથી આવ્યો તે મેં ન ચીંધ્યો,
હાંરે દૂર છતાં મારો અણુ અણુ વિંધ્યોરે—હું તો૦
હાંરે મેં તો જાણ્યો એ કૃષ્ણ કુંવર કહાનો
હાંરે ગાંડી ઘેલી કરે ગોપી છતાં નાનોરે--હું તો૦
હાંરે હું તો નાદ માંહી મારૂં ભાન ભૂલી
હાંરે હું તો મુરલીના ધ્વનિમાં રહી ફુલી રે—હું તો૦
હાંરે કાળા કાષ્ટ કેરી વાંસળી છે તો
હાંરે તોયે અચરજ પમાડે અતિ એતો રે—હું તો૦
હાંરે મને મુરલીએ પરવશ કીધી,
હાંરે જાણે અધર આકાશે મને લીધી રે—હું તો૦
હાંરે જાણે સુખના સાગર માંહિ ખેલું,
હાંરે કૃષ્ણ બંસીએ કીધું મન ઘેલું રે—હું તો૦
હાંરે મોટા મોટા ઋષી મુનિ યોગી,
હાંરે પરમહંસ પણ બંસી નાદ ભોગીરે—હું તો૦
હાંરે પીયૂષ પાન થકી લાગે અધિક મીઠી,

હાંરે ઘરે ઓઢ્ડે પણ થાય ના અજીઠી રે—હુંતો૦
હાંરે જોયું બાવરી બની મેં ચારે પાસે,
હાંરે કપટી કૃષ્ણ ઉભો ઉભો હસે રે—હુંતો૦
હાંરે મને અંતર ઉમળકો અતિ આવ્યો,
હાંરે કોટી કામ જેવો કૃષ્ણ મને ભાવ્યો રે--હુંતો૦
હાંરે હુંતો દોડીને ભેટી તેના અંગે
હાંરે મને રાસમાં રમાડી તેણે રંગે રે--હુંતો૦
હાંરે હુંતો મહાલું સંયોગના આનંદે,
હાંરે હુંતો ફસાઇ ગઇ પ્રેમીના ફંદે રે--હુંતો૦
હાંરે કૃષ્ણ કૃષ્ણ કે'તાં મસ્તીમાં હું આવી,
હાંરે તેજ ક્ષણે કૃષ્ણે કૃષ્ણમાં સમાવીરે--હુંતો૦



## ગીત ૬૬.

આવી મારી ઝુંપડીમાં આજ મારા સ્વામી
પાવન કીજે આ દીન દાસ
કોણ જાણે મારી આપ વિના દાઝ--મારા સ્વામી૦
કરશો મને ના નિરાશ,
નથી આસન રૂડું પ્રભુ બેસાડવા,
નથી ષડ્રસ ભોજન જમાડવા,
મારો સ્વીકારો રોટલો ને છાશ—મારા સ્વામી૦
મારી પાસે ન દિવ્ય વસ્ત્ર નાથ આપવાં,

નથી પુષ્પહાર આપ કંઠે આરોપવા,
માનો પુષ્પહાર અર્પું તુચ્છ ઘાસ--મારા સ્વામી૦
હું છું દુર્બળ ન ચરણમાં કાંઇ મૂકવા,
મૂકું માથું પદે રીઝો પ્રભુ સ્વીકારવા
જો જો ભાવ એશો સામ ી ન ખાસ--મારા સ્વામી૦
નથી મારે વૈભવોને નાથ માગવા,
ઇચ્છું સામર્થ્યને, ન આપથી આગવાં,
યાચું એજ રાખો નિત્ય ચરણ પાસ--મારા સ્વામી૦
સાધનસદ્ગુણહીન હું છું આળસુ પૂરી,
દુ:ખ સાગરે ડુબેલી છું નિત્યનો ઝુરી,
મારે એક માત્ર આપનો વિશ્વાસ--મારા સ્વામી૦
નાથ નરહરિ દયા આજ દર્શાવજો,
મારી રંકની પર્ણકુટી શોભાવજો;
નાખીશ આવશો નહિ ત્યાં લગી નિશ્વાસ--મારા સ્વામી૦

---

## ગીત. ૬૭.

અમે બ્રહ્મ વિના અન્ય કંઇ જાણતા નથી
જાણતા નથી કે જણાવતા નથી--અમે૦
**સાખી**--અમે શ્રવણ કરતા નથી કોઇ કહે કટુ વેણ
કરવા દર્શન અશુભનું અમને છે નહિ નેણ
મિથ્યા આ મોહ શોક કેરા પ્રસંગથી

પ્રજળતા નથી કે પ્રજાળતા નથી--અમે૦

**સાખી**—આત્મ સ્વરૂપ તણો રહે અખંડ અમ ઉર બોધ
ત્યાં પછી કયાં પ્રગટી શકે ભય ચિંતા કે ક્રોધ;
મિથ્યા માનેલી આ વિપત્તિ વૃષ્ટિથી અમે
પલળાતા નથી કે પલાળતા નથી—અમે૦

**સાખી**—સહુ સંકલ્પ સમી ગયા ગયું પ્રારબ્ધ વિલાઈ
જ્યાં વસીએ ત્યાં ભાસતું છીએ બ્રહ્મની માંહી:
બ્રહ્મ સિંધુ કેરૂં મત્સ્ય અમે બ્રહ્મ સિંધુથી
ઉછળાતા નથી કે ઉછાળતા નથી—અમે૦

---

## ગરબી ૬૮.

આવો સખી ગરબે રમવા આવો,
પ્રિય બેનો મારે મંદિર આવો.
ચાલો સહુ ગરબે રમીએ સાહેલી,
તાલ દઈ ઠમકે પગ મેલ વ્હેલી.
સુંદર ગીત ગાઓ બ્હેની સાહેલી સલુણી
ચતુરા ચાલ ચેતી—આવો૦

---

## ગરબી ૬૯.

અહો બ્રહ્મનાદ ગાજે શો બ્રહ્મનાદ ગાજે
રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં.

**સાખી**—બીજ રૂપે રહી વૃક્ષમાં પીએ ભૂમિરસ સાર
ભૂતળ તળે ઉંડાં જળે પણ વસીએ નીરધાર.
દેહભૂત માંહી દેવ રૂપે મનાઇએ
તેજમાંહી તત્વ બની તેજમાં સમાઇએ
શૂન્ય માંહી શબ્દે છવાઇએ—શો બ્રહ્મનાદ ગાજે૦
**સાખી**—સ્વર્ગ મૃત્યુ પાતાળમાં સ્થળ એવું નહિ કોય
કરીએ ક્રીડા નવ અમે અણુમાં પણુ અણુ હોય
અનેક રૂપે રાચીએ અનંત કોટી અંડમાં—શો બ્રહ્મનાદ૦

---

## ગરબી ૭૦.

એ.....રજની શરદની રળીઆમણીરે
એ રહી ખીલી રૂપાળી ચંદની આકાશે રહી ખીલી.
એ.....વૃષ્ટિ વરસાવે અમૃત તણીરે
રેલ જામી ઉર માંહી આનંદની હાં હાં રે રેલ જામી.
એ.......ઠરે નયના નિહાળી પ્રકાશ હર્ષઘેલાં હૈડાં કરે હાશ,
ઝલક સ્વેત શી છવાઇ—ખીલી૦
**સાખી**—ચંદ્ર વિના સજની નહિ, રજનીને સન્માન
'સજની શું સમજી કરો, રજનીના ગુણગાન—એ રજની૦

---

## ગરબી ૭૧.

ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર હાર ચાલ ચાલ જોવાને ચંદ્રમા,
જોને પ્રેમઘેલી ભૂમિના દેદાર જોને ડોલે સૃષ્ટિ આનંદમાં.

**સાખી**—ધન્ય ધરા સુંદરી તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત
શાંતિ પાઠ પઢાવતો સાધીને એ ક્રાન્ત
ધરણી પડી પતિને પાય શિક્ષા શીરે ધરે રે
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય શાંતિ ચિત્તે સ્મરે રે
ધરોને બ્હેની ધરતી માતાનું કહ્યું કાન,
પ્રિતેથી કરો સંસાર સુધારસ પાન-- ઉગ્યો૦
**સાખી**—ચંદ્રમુખે ચીડાઇને તારાનાં મુખ શ્યામ,
સદ્દગુણીનું સુખ ભાળીને રમે દુષ્ટના રામ
સખી જેને પતિનું માન તેના ગાંધર્વ ગાએ ગાન
પામે દેવી સમાન સન્માન, રમે રામા રસિક
લઇ તાન--ઉગ્યો૦
**સાખી**—ધરણી નાર સમ ગૃહિણીઓ સેવે સ્વામી પાય
ચતુર ચંદ્ર સમ ધણી મળે જય જય ત્યાં ઉચરાય--ઉગ્યો૦

---

## ગરબી ૭૨.

## (સૌભાગ્ય સંગીત સંગ્રહ.)

('ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર' એ રાહ.)

શિયળ સખી સુંદરી શણગાર, હાર, ધાર ધાર હૃદયમાં
થાય આ સંસાર સુખકર સાર ધાર ધાર હૃદયમાં સાધવી.
**સાખી**—ધન્ય ધરા પર જે થઇ પતિવ્રતા પ્રેમકાય
પવિત્ર તેના નામને, જપતાં પાતિક જાય

શામા સતી તણા ગુણ ગાય સદાય તેને સ્મરેરે
શિયળ વ્રત પાળીને હરખાય સદાએ સુખે ફરેરે
ધરોને સખી સતી ચરિત્રતણું ધ્યાન,
કરોને સખી સતી તણાં ગુણગાન
પામો જેથી દેવી સમાં શુભ માન. શિયળ૦

**સાખી**—પતિ પરાત્પર ધારીને સતી કરે છે સેવ,
પૂર્ણ પ્રેમથી પ્રેમદા, તજી દઇ અહમેવ
જગ અર્ણવ જુવતી નાથ સ્હેજમાં તરે
વસુમતિ પરે સુકીર્તિ વિસ્તરે
જુઓ સીતા સતી તેમ દ્રૌપદી રે લોલ,
સતી પાર્વતી દમયંતી આદિ શોભતી રે લોલ
ગાઓ પ્રીતેથી સખી ગાઓ પ્રીતેથી સખી
પતિવ્રતના ગુણગાનને.
થાઓ પ્રીતેથી સખી થાઓ પ્રીતેથી સખી,
સદ્‌ગુણી દેવી સમાનને.
ઇશ આરાધીએ પાએ લાગીએ (૨) પામો માનને—શિયળ૦

---

## ગરબી ૭૩

સહુ આવો સખીઓ સોળે શણગાર સજી, સદ્‌ગુણી સાણી સજાત
ગાવો રીઝાવો ગજાવો તમે રળીઆમણી ચાંદની રાત
આવો પ્રસંગ રોજ રોજ નહિ આવે રૂડી મળી છે નિરાંત

સંગે સુરંગે ઉમંગે મળીને રીઝાવો તે જગતાત.
ફુલવાડી ઝુલી ઝાડી ફળો ફુલ ભરી ડાળ જગત બાગમાં વસે,
બાગમાં વસે નિરખી ચંદ્રમા હસે ફળો ફુલો ચડોળ કોયલ.
પક્ષીઓ અથાગ નેમનકે એકજ ધરીરે—બુલ બુલ સંગે.
ગજાવે બાગ સરોવરી સઘળાં કરી રે
મોર નાચે ભલા હાવ ભાવે સંગ ભમરો સિતારી બજાવે
મંદ મંદ વાયુ સુગંધ લાવે કહું ફીરોજ મહીમાં ગજાવે—સહુ૦

---

## ગરબી ૭૪.

બલીહારી રસીઆ ગીરધારી સુંદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી આવા ન જાનીએરે વ્હાલા આવા.
વાંસલડી વાગી તેના ભણકારા વાગેછે બીજ વાટય લાગે મુજને
ભારી સુંદર શ્યામ હો તજી અમને મથુરાના વાસી.
જમુનાનો કાંઠો વ્હાલા ખાવાને ધાય છે રે
અકળાવી દેછે મુજને ભારી સુંદર શ્યામ હો તજી૦
ટચલી આંગળીએ વ્હાલે ગોવર્ધન તોળ્યો રે
મુજપર ધોળ્યો ગીરધારી સુંદર શ્યામ હો તજી૦
બાઇ મીરા કહે છે પ્રભુ ગીરધરના ગુણ વ્હાલા
શુદ્ધ લેજોને પ્રભુ મારી સુંદર શ્યામ હો તજી૦

## ગરબી ૭૫

હો કનૈયાજીરે અમને મોહનમાયા લગાડી અલબેલા
વનમાં વેણુ વગાડી અલબેલા હો કનૈયાજીરે.

**સાખી**—બંસી બટ પનઘટ નિકટ તટ યમુના યદુવીર
નાચે નટવર નંદના હરિ હળધરના વીર
લીલી લવંગલતા શોભતી જીરે
લીલા વન વૃક્ષ વેલ વાડીઓજીરે મારા વ્હાલાજીરે લીલી
**સાખી**—ચાલો સખી જઇએ ત્યાં જ્યાં વસે વ્રજરાજ
નીર ભરતાં પ્રભુ મળે એક પંથ બે કાજ
રસીઆજી રાસ રમાડોરે હમને - રસીઆજી.
સમી રે સંધ્યાની આવી સરખી સાહેલી
આનંદ અંગે પમાડોરે હમને—રસીઆજી.

**સાખી**—બંસી બટ સમ બટ નહિ, નંદ ધામ સમ ધામ.
વૃંદાવન સમ વન નહિ કૃષ્ણ નામ સમ નામ
કાનજીને માથે મણિ જડીઆં મોળીઆ
વા'રે તારા મોળીઆનો બડો બડો ઠાઠ
ખમા ખમા રૂપાળા કાનને
કાનજીએ પીળાં પીતાંબર પહેરીઆં
કાનજીને કાને કુંડલ હૈયે હાર
ખમા ખમા રૂપાળા કાનને હો-કનૈયાજીરે.

---

## ગરબી ૭૬.

કાનુડા તારી કામણ કરનારી વ્રજમાં વાંસલડી વાગી
મીઠી વળી મોહક મન વશ કરનારી વ્રજમાં વાંસલડી વાગી.

મન વશ કરનારી સ્વર સુણતાં લાગે સુખકારી
હું ઘેલી હું ઘેલી થઇ છું તમવીણુ ગીરધારી વ્રજમાં વાંસલડી વાગી.

---

## ગરબી ૭૭.

બ્હેની સહુ રાસ ઝીલો રાસ ઝીલો
મીઠા મોંઘા પ્રાણેશ કેરા રાસરે— બ્હેની.
તમ હૃદયે ઝુલાવો હૃદયેશરે— બ્હેની.
ઉંચે ઉંચે આકાશમાં ચંદ્ર છે— બ્હેની.
એ ચંદ્ર પ્રીતમનું પ્રતિબિંબ છે— બ્હેની.
એ ઇન્દુમાં અમૃતની ધાર છે— બ્હેની.
મારો વ્હાલો સુધાનો શૃંગાર છે— બ્હેની.
એ સોમે શીતળતા છવાઇ છે— બ્હેની.
મારા માનીતાની મીઠી છાંય છે— બ્હેની.
આછા આછા આકાશમાં મેહ છે— બ્હેની.
મારા વ્હાલાનાં નયણામાં નેહ છે— બ્હેની.
મેઘ ઉતરે અવનીમાં પર કાજરે— બ્હેની.
મને ઉદ્ધારવા લળે નાથરે— બ્હેની.
મેઘવૃષ્ટિ સરજાવે સુંદર સૃષ્ટિ રે બ્હેની—બ્હેની.
સ્વર્ગસુખ સમી કંથ કૃપા દૃષ્ટિ રે— બ્હેની.
એ નભમાં વિજળીના પલકાર છે— બ્હેની.
હૃદય લગનોના દિવ્ય ઝમકાર છે— બ્હેની.
એ પ્રેમ જ્ઞાન જ્યોતિના પ્રકાશથી— બ્હેની.

કરી ઘર ઘર પ્રભુતાની લ્હાણરે— મ્હેની.
પ્રભુ ચરણે સમર્પી નીજ મનરે— મ્હેની.
જગત પરે ઝુકાવી આ જીવન રે— મ્હેની.

---

## ગરબી ૭૮

સખી સાસુજીને માત સમોવડ ગણજોરે
મુખવાણી વિમળ વિશેષ હમેશાં ભણજોરે.
સખી હેત હૈડે નિત્ય નણંદ પર ધરજોરે.
દેરાણી સાથે સ્નેહ સહિત ઉચરજોરે
સખી જેઠાણીનું માન વધારી વદજોરે
પાડોશણ સાથે પ્રેમે પડપુછ કરજોરે
સખી શુદ્ધ હૃદયથી ભાઇ દીઅરને સમજોરે
સસરાજી તાત સમાન ગણી નિત્ય નમજોરે.
સખી સ્વામી સંગે સુખમાં રંગે રમજોરે.
પરમેશ્વર પેઠે પ્રેમે પતિને ભજજોરે.
સખી સહુમાં સારાં પ્યારાં શાણાં ઠરજોરે.
મન મોટપ રાખી ધર્મ નીતિ વ્રત ધરજોરે.
સખી સમજુ થઇને સોબત સારી કરજોરે.
અણ સમજુથી રહી દુર પ્રિત પરહરજોરે.
સખી સાસરીઆમાં સંપી સુખીઆં થજોરે.
સહીઅર સંગે સંપી સુખસાગર નાહજોરે.

સખી કુસુંપ કરતાં કુલ નિકંદન કરશોરે.
વિખવા વધાર્યે વિષ ફળને ભોગવશોરે
સખી નીજ ગુણ ગાવા નીચ મતિ નવ કરજોરે.
પરમેશ્વર પ્રિત્યે પરનિંદા પરહરજોરે.

---

## ગરબી ૭૯.

સુણ સજની તું ચતુર સુજાણ, સુંદરી શાણીરે
મારી સાચી શિખામણ માન, વાત પ્રમાણીરે
નીતિ બોધનો ગરબો ઉતાર, અંતર આણીરે
રૂડાં નીતિ ધરમ તું વિચાર, ગુણિયલ જ્ઞાનીને
જાણી સંસારનો સહુ સાર, ઘરબારી થાનીરે
રૂડો રાખજે તું કારભાર, વહેવાર જાણીરે
સાસુ સસરાનો બોલ ઉપાડ, નણદી જે ન્હાનીરે
તારા નાથની સેવા સ્વીકાર પ્રેમ પિછાણીરે
પ્રેમની પોથી તું વાંચી સુજાણી
સુખ દુ:ખની સાથી થઈ રહે જ્ઞાની
ભવપાર તરશે સદાની સુંદરી સાચી ગવાણી.

---

## ગરબી ૮૦

( સૌભાગ્ય સંગીત સંગ્રહ. )

સખી પડવે તે પહેલો દિન અંતરે આણોરે
બધું ઇશ્વરને આધીન જગત આ જાણોરે

સખી બીજે બીજી વાત સાંભળ શાણીરે
જો આ ઉપજાવ્યાં જાતજાતનાં પ્રભુએ પ્રાણીરે
સખી ત્રીજે કર તું તોલ તેનો તપાસીરે
કેવો બળીઓ તે સાચું બોલ એ અવિનાશીરે
સખી ચોથે ચિત્ત વિચાર તું કર તેનોરે
કેવો મહિમા અપરંપાર અકળીત એનોરે
સખી પાંચમે પ્રભુનો પાડ માનજે મનમાંરે
જેણે ઝાઝાં બનાવ્યાં ઝાડ વિધ વિધ વનમાંરે
સખી છઠ્ઠો છોકરવાદ છેકજ છાંડો રે
પ્રભુના ગુણ આણી યાદ મનમાં માંડોરે.
સખી સાતમે સાચો સ્નેહ પ્રભુપદ રાખોરે.
જેણે દીધો અમુલ્ય આ દેહ ભલપણ ભાખોરે
સખી આઠમે કહું છું આમ સાંભળ સાચુંરે
ધન માલ ધરા ને ધામ કામ છે કાચુંરે
સખી નવમે થવાનો નાશ જગત આ જાણોરે
એક ઇશ્વરનો વિશ્વાસ અંતરે આણોરે
સખી દશમે દેશ વિદેશ જન સૌ જે છે રે
સગાં સર્વ સંબંધી વિશેષ આપણા એ છે રે
સખી અગીઆરસે તો એમ સમજીને સંપોરે
કોઇનો દ્વેષ કરીએ કેમ ઉપજે અજંપોરે
સખી બારસે જે જે બોલ બોલીએ બાહરે
તેનો પ્રથમ તપાસીએ તોલ તેમાં ભલાઇરે

સખી તેરસે તેનો તપાસ કેમ ન કરીએરે
આપ્યો ઇશ્વરે બુદ્ધિ ઉજાસ સાર સંઘરીએરે
સખી ચૌદસે ચતુરા ચિત્ત ચેતી વિચરજોરે
જેમાં હોય તમારૂં હિત કામ તે કરજોરે
સખી પુનમે પુણ્ય ને પાપ ગાંઠે ગણાશેરે
ઉર એમ સમજજો તમામ તો સુખ થાશેરે
આવે અંધારીઆમાં અમાસ માસને અંતેરે
દલપત પ્રભુનો દાસ વિનવે અંતેરે

---

## ગીત ૮૧

### (પડવાની પડ પ્રીત ઘતમત એ રાહ)

### (સૌભાગ્ય સંગીત સંગ્રહ)

શીખામણ દઉં આજની ગુણ લેનારા
તે ગણો તમારા કાજની બ્હેનો મારાં
સંપ સજો સહુ સાથમાં ગુણ લેનારા
શું કરીએ આવે હાથમાં બ્હેનો મારા
શાંત સ્વભાવે સદા રહો ગુણ લેનારા
કેનેય નહિ કડવું કહો બ્હેનો મારા
મન નિર્મળ જો રાખશો ગુણ લેનારા
તો પુણ્યતણાં ફળ ચાખશો બ્હેનો મારા
દુર્ગુણને દેખી ડરો ગુણ લેનારા

ભવસાગર શુભ કર્મે તરો બ્હેનો મારા
તન મન ધન કાયે થકી ગુણ લેનારા
માનો ઈશ્વિર છે એ નક્કી બ્હેનો મારા
મન વચને ને વાણીએ ગુણ લેનારા
પતિને નિજ દૈવત જાણીએ બ્હેનો મારા
જવું સાસરીએ જ્યારથી ગુણ લેનારા
નહિ દૂર જવું ઘરબારથી બ્હેનો મારા
દેહે મન વચને તમે ગુણ લેનારા
કરજો પ્રિય પતિને જે ગમે બ્હેનો મારા
પતિ તમારા પ્રાણ છે ગુણ લેનારા
એની પૂજામાં લ્હાણુ છે બ્હેનો મારા
કડવા બોલ ન બોલીએ ગુણ લેનારા
મુખ સરળ વચનથી બોલીએ બ્હેનો મારા
સદાચાર સુખ ભોગથી ગુણ લેનારા
કાયા કરજો યશની નળી બ્હેનો મારા

---

## ગરબી ૮૨.

### માતાનો ગરબો. ( શ્રી ગીતાવલી. )

( પડવાની પડ પ્રીત ધતમત એ રાહ. )

મા સુંદર ગિરિથી ઉતર્યાં બીરદાળી મા;
મા નાતમ બાળે વેશ ઝાંઝર વાગે મા.

આ પ્રાતઃકાળે આમલાં બીરદાળી મા;
તુજ ઘાટડીએ વીંટાય ઝાંઝર વાગે મા.
આ સૂરજ સન્મુખ લટકતો બીરદાળીમા;
મા સામી આરસી સ્હાય ઝાંઝર વાગે મા.
આ ચકવા ચકવી હંસલા બીરદાળી મા;
તુજ પગલે ભમતાં ગાય ઝાંઝર વાગે મા.
આ સાયર પાસે નાચતી બીરદાળીમા;
મા નદીમાં આવી ન્હાય ઝાંઝર વાગે મા.
આ અખિલ વિશ્વમાં વ્યાપતી બીરદાળીમા;
મુજ કાળજડામાં માય ઝાંઝર વાગે મા.

---

## ગરબી ૮૩.

### ઇશ્વર સ્તુતિ (સ્ત્રી ગરબાવલી.)

(રાગ ઉપરનો.)

મારી પ્રીતિ પ્રાણુ આધાર તમ સંગે લાગીરે
મેં તો અસત્ય જગથી નાથ આશા ત્યાગીરે
એક તમે તમારા જન તે મને પ્યારા રે
મ્હારા જીવલડાથી નાથ ન રહો ન્યારારે
પ્રભુ તમથી વિમુખ નરનાર પશુવત દીસેરે
તમ વીણુ તે બીજે ક્યાંય મન નવ રીઝેરે
પ્રભુ કલ્પતરૂ તમે સ્યામ સુંદર છો વ્હાલારે

ચિંતામણિ છો ચતુર સુજાણ છો અલબેલારે
બીજું સર્વે તમ વીણ શૂન્ય સિંધુ ખ રોરે
મારે પ્રેમાનંદના નાથ ભરોસો તમારોરે

---

## ગરબી ૮૪.
## હરિયશ ગીત.

( પડવાની પડ પ્રીત ધતમત ભૂલીરે એ રાહ. )

પડવે પ્રપંચની પાર પ્રભુજી પેખ્યારે
મ્હારા દિલમાં દિનાનાથ પ્રત્યક્ષ દેખ્યારે
બીજે બોલું શું બોલ કૃપા બહુ કીધીરે
મ્હારા મનડા કેરી માળ અરપી દીધીરે
ત્રીજે ત્રિભુવનનાથ તમને હરજોરે.
ગણી મોતી કેરી માળ હૃદયે ધરજોરે
ચોથે ચતુર્ભુજ નાથ ચિત્ત પધારોરે
હરિ હું છું તમારી દાસ દોષ નિવારોરે
પાંચમે પ્રભુજી પાડ ઘણો છે ત્હારોરે
હૃદયમાં નિરખ્યો નાથ નહિ તું ન્યારોરે
છટ્ઠે છબીલા છેલ પ્રભુજી મ્હારારે
છો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ મોરલી વાળારે
સાતમે શોભા શી બની છે સારીરે
મોર મુકુટ પીળી પાઘ તે પરવારીરે

આઠમે અલૌકિક રૂપ ગોકુળ આણ્યુંરે
વ્રજવાસી ભાગ્ય અપાર એ સુખ માણ્યુંરે
નોમે નૌત્તમ ખેલ કરતા નિત્યેરે
વ્રજવાસીનો પૂરણુ પ્રેમ પૂજ્યા પ્રીતેરે
દશમે દાનવ રાજ દળવા ચડીઆરે
સર્યા સુરતણા સૌ કાજ સતીને મળીઆરે
એકાદશીનું વ્રત ઉત્તમ કરવુંરે
ભજવા શ્રીપતિ ભગવાન નિશ્ચયે તરવુંરે
બારશે બળીઆ નાથ બહુ બળ આપ્યુંરે
મ્હારૂં જન્મમરણનું દુઃખ સ્હેજે કાપ્યુંરે
તેરશે ત્રિગુણ પાર સુધર ભેટયારે
જ્યાં જોઇએ ત્યાં મહારાજ પલક નહિ છૂટારે
ચૌદશે ચતુરા નાર ચોમેર જોતીરે
ગોવિંદ વલ્લભના ગુણ અહર્નિશ ગાતીરે
પૂનમે ત્હારે પાય પ્રભુજી રહીએરે
તુજ ગુણ અગણિત છે નાથ જસ શું ગાઇએરે

---

## ગરબી ૮૫.

### નળ દમયંતી ( ગીત માળા )

( કાફી )

જુગટું રમતાં નળરાય આજે હાર્યો છે
પુષ્કળ જેને કલિ પક્ષ તે બહુ ફાવ્યો છે.

વર્તાવી પુરમાં આણ પડો વજડાવ્યો છે,
વન જાવા નળને સઘ હુકમ કાઢ્યો છે.
સર્વે તજીને નળ નીકર્યો વને
અંગે ધર્યું છે વસ્ત્ર એક જો
નૈષધનાથ આજ જાય છે વને
દમયંતી કાજ કલિ કોપીઓ અતિ
કોઇએ ન આપ્યું અન્ન પાણી જો
નૈષધનાથ આજ જાય છે વને
નળ દમયંતીને વાત જણાવે
સુણી દમયંતી આવરે, નળની પાસ આવે
સતી આવી નળની પાસ, રડતી વિનવે છે
પતિચરણ નમાવી શીશ અરજી ઉચરે છે
સંગે સર્વે સમયે રાખજો પતિ
કહું સુખે દુઃખે મીઠી વાત જો
નૈષધનાથ તજી ના જશો વને
સ્વામી વિખુટી કદિ નારી ના રહે
જળથી જુદું ન રહે મીન જો
નૈષધનાથ તજી ના જશો વને
એકલડી પતિ હું કેમ રહું, દુનિયાદારીનાં દુઃખ કેમ સહું
આજે તમને ન તજું હું તમને કેમ તજું
સુખદુઃખમાં દિલની વાત ક્યાં જઇ કેથ કહું
જીવતી છું હું પતિવિયોગે વ્હોરી કેમ લહું

છાયા હું નાથ તમ શરીરની બની
તરૂણી તરછોડો નહિ નાથ જો—નૈષધનાથ તજી ના જશો વને—
સ્વામી સંઘાથે રહું સર્વદા સુખી
દુઃખી વિયોગે વિરહી થાય જો;
નૈષધ નાથ તજી ના જશો વને

## ગરબી ૮૬

ઝગડો લાગ્યોરે શ્રી જમુનાજીને આરે

એવો તે ઝગડો રંગભર રસીઓ ચઢ્યો કદમને ઝાડે—ઝગડો૦
માતા દેવકીને ઉદર વસીઆ જઇને જસોદાને ધાવ્યા—ઝગડો૦
દેવકીજી સરખાં માત તમારે જશોદાજી પારણે ઝુલાવે—ઝગડો૦
વસુદેવ સરખા તાત તમારે નંદરાય લાડ લડાવે—ઝગડો૦
રાધાજી સરખાં નાર તમારે કુબ્જા કંપ કહાવે—ઝગડો૦
વૃંદાવનમાં રાસ રચીને ગોપીઓને લાડ લડાવ્યાં—ઝગડો૦

## ગરબી ૮૭.

દુલ્લાજી ચાલ્યા ચાકરીરે દુલ્લાજી વિંજણો લ્યો
તમે જાવ ત્યાં તેડવા જાજો વાલમજી વિંજણો લ્યો
આ તરવાર સરખી ઉજળીરે દુલ્લાજી વિંજણો લ્યો
તમારી મ્યાનમાં રમતી આવું વાલમ વિંજણો લ્યો
આપણુ તે સરખી પાતળીરે દુલ્લાજી વિંજણો લ્યો

તમારા બીડલામાં રમતી આવું વાલમજી વિજણો લ્યો
આ સોપારી સરખી વાંકડીરે દુલ્લાજી વિજણો લ્યો
તમારા મુખમાં રમતી આવું વાલમજી વિજણો લ્યો

ગરબી ૮૮.

બેનીરે તમે ગર્વે ન છલકાશો દુલ્લાજી થઇને ન ફુલાશો—બેની.
ગર્વથી સર્વ જનો ગાડા મુકી ગામ અધવચ તે નાઠા
ઉડયા ગર્વે બહુના આટા બ્હેનરે
ગયાં રાજ ડુબી ઘણાં ગર્વે ખુટયાં જે ધન ગણતા ગર્વે
સુતા મોતની સોડમાં સર્વે બેનીરે
અભિમાની કંસ પડયો કેવો ગયો મરી રાવણના જેવો
ખરો બોધ એ થકી તો લેવો બેની રે
દીધું દુઃખ દ્રૌપદીને ભારે લેવા લાજ ઉભો થયો જયારે
મુઓ દુષ્ટ દુર્યોધન ત્યારે બેનીરે
ગર્વ દીલ રાખે તે ઘેલી
પુરી તે પસ્તાએ પહેલી
કરો મન મોટું હુંપદ મેલી બેનીરે.
કુતરૂં કોઇ ગાડા તળે ચાલે બધો ભાર પોતા શિરે ભાળે
ફુલાઇ ડગલાં ભરે ફાળે બેની રે.
ભણી ગણી ગર્વ નહિ ભાળે રૂડું ભુડું જો નહિ વિચારે
પડયું ભણતર પાણીમાં ત્યારે બેનીરે
પુરૂં હોય પોત ન પ્રકાશે કદિ હદપાર નહિ જાશે
અધુરો ઘડો ઝટ છલકાશે બેનીરે

બીજાને તુચ્છપણે બોલે ખરૂં રૂપ પોતાનું ખોલે
ઠરે તેહ લક્ષણને તોલે બેનીરે.

## ૮૯.

## શિખામણ. (શ્રી ગીતાવલી.)

(બ્હેનીરે તમે ગર્વે ન છલકાશો એ રાહ.)

બ્હેની રીત પ્રીતિની આદરજો મોટું મન રાખીને આચરજો
સુખી સહુ જનને તમે કરજો, બ્હેની. ૧
દ્વેષી જન દ્વેષ ભલે ધરતાં, ક્લેશી પ્રાણી કલેશમાં છો મરતાં,
તમે દ્વેષ લેશ નહીં કરતાં, બ્હેની. ૨
નથી કાંઇ લેઇજાવું સાથે, જાવાનું છે સહુને ખાલી હાથે,
તો પછી કંકાસ શા માટે ? ૩
સ્નેહી સાથે ઘડીનું રહેવાનુ, તેમાં શાને લઢવાનું ને વઢવાનું ।
ભલાનું લ્યોને કરી લ્હાણું, બ્હેની. ૪
મોટું મન રાખી જો ગમ ખાશો, સુખી સહુને કરીને સુખીયાશો
મંત્ર છે સુખનો એ સાચો. બ્હેની ? ૫

## ગરબી ૯૦.

સખી શીખો તો શાણપણું શીખવું જો,
સંપી જંપી સંસારમાં સુખી થવું જો. સખી,
સાસુ સસરો કહે તે સર્વ સાંખીએ જો
કલેશ લેશ તો રૂદેમાં નહી રાખીએ જો. સખી.
મીઠા મીઠા મોઢેથી બોલ બોલીએ જો,
ખોટા વેણુ તો કદી નહી બોલીએ જો, સખી.

દાસ દાસી સુધ્ધાંને માન આપીએ જો,
કદી કોઇને તુંકારો નવ કીજીએ જો. સખી.
આપણી સંગતે ચઢે તેને સુધારીએજો,
બોધ દઇને વિરોધ ન વધારીએ જો. સખી.
જીવ રાખવો જરૂર કામ કાજમાં જો
લાખે લેખાનો લાભ લેખો લાજમાં જો. સખી.
છેક છાની પગવાટે નહી પેસીએ જો,
બુરાં બાઇરીની પાસે નવ બેસીએ જો. સખી.
ગણી તુચ્છ કાળ વ્યર્થ નહી ગાળીએ જો,
ભરત ચિત્ર ચોપડી સંભાળીએ જો. સખી.
ખોટી થઇને નકામા નહી ખેલીએજો,
મેલાં ઘેલાં રહેવાની રીત મેલીએજો. સખી.
રૂડી રીતે ઘરબાર સાફ રાખીએ જો,
ભાષા જાડી આડી નહી ભાખીએજો. સખી.
ક્રોધી સામા તો ક્રોધી નહી થઇ જવું જો,
આગ દેખીને આપણે પાણી થવું જો. સખી.
ઉંડી આપદામાં ધીરજ તો ધારીએજો,
હઇયે હરબડીને હીંમત ન હારીએ જો. સખી.
જ્ઞાનદાતાને માત પિતા માનીએ જો,
પણ બુદ્ધિ નહી રાખીએ પાનીએ જો. સખી.
ચાડી ચોરીમાં ચિત ન ચોંટાડીએ જો,
ઘણું ખરચવાની ટેવ તે ઘટાડીએ જો. સખી.
સારૂં થવા આગળથી સુરત સાંધીએ જો,

જ્હેનો પાણીથી પહેલી પાળ બાંધીએ જો. સખી.
વધે લાજ આજ કાજ તો એવાં કરોજો.
રાખી સંતોષ દોષથી ડરો જો. સખી.

## ગરબી ૯૧ સાસરીયું.

(ઢાળ—ઓધવ નન્દનો છોરો તે નમેરો થયોરે લોલ.)

સખી સાસરીયું સ્નેહસમું ધામ છેરે લોલ
સુખ શાંતિતણું વિશ્રામ છેરે લોલ
મુજ સસરાજી દયા દેવ તાતજીરે લોલ
સ્નેહ સાસુડી માનસમાં શોભતાંરે લોલ
મુજ નણદી સુખોની આરામ છેરે લોલ
સખી સાસરીયું સ્નેહસમું ધામ છેરે લોલ
મુજ દીયર જેઠ ક્ષમા સત્વરૂપ છેરે લોલ
જેની શીળી છાયા અદ્દભુત છેરે લોલ
કંથ કોડીલો પ્રેમ પ્રભુ કહાન છેરે લોલ
સખી સાસરીયું સ્નેહસમું ધામ છેરે લોલ
દયા ધર્મતણું રાજ્ય રૂડું શોભતુંરે લોલ
સંપ સ્નેહતણું તેજ સદા ઓપતુંરે લોલ
સદા સુંદરી જીવનતણું ધામ છેરે લોલ
સખી સાસરીયું સ્નેહસમું ધામ છેરે લોલ.

## ગરબી ૯૨ (સ્રીગીતાવળી.)

(ઓધવ નન્દનો છોરો તે નમેરો—એ રાહ.)

વ્હાલા ભુલમાં અદ્વૈત વાત આપણી જો
જોગી જ્ઞાની જપે છે રસ બાવની જો

માયા લક્ષ્યને પુરૂપ તે અલક્ષ્ય છે જો
એની ગાંઠથી સંસાર આ સમક્ષ છે જો—વ્હાલા૦
એની સ્નેહનું અદ્વૈત રસપુરમાં જો
માયા વળગી રહી બ્રહ્મ ઉરમાં જો—વ્હાલા૦
વ્હાલા પ્રીતતણી રીત એવી જાણજો જો
અલખ જ્ઞાની લખ લાખ રસ માણજો જો—વ્હાલા૦

## ગરબી ૯૩.

અરે આ અબળાનો પોકાર નાથ જરી સાંભળોરે
કહું હું કરગરી સો સો બાર વારે વ્હેલા વળોરે
દુઃખીઆરી આ નાર બિચારી રો......જ રડે......એ
સ્વામી તમવીણ સતીના સંકટ કો......ણ હરે......એ
કર કરૂણા કિરતાર (૨) અરે આ અબળાનો૦

સાખી–સીતા સતી તારામતી દમયંતી દેહ દુઃખ વેઠતી
સતીઓને દુઃખ આવે અતિ (પણ) સત્ય કદિ નહિ છોડતી
ઘડી સુખ ને ઘડી દુઃખ એવી આ જગતની છે રીતિ
ધીરજ ધરે સતવંત થાશે સ્હાય શ્રી સીતાપતિ.

## ગરબી ૯૪ (વિદ્યા લક્ષ્મી સંવાદ.) [તોટક.]

વિદ્યા–સખી દેવી સરસ્વતિને નમીએ વિદ્યા ઉપવનમાં સદા રમીએ
શરમાઈ જો વિદ્યા નહિ ભણીએ જગે ભારરૂપી ભવ થાય ખરે
થાઓ વિદ્યા રસિક સહુ બ્હેન ખરે જેથી જ્ઞાનની લ્હેર ચોમેર ફરે
અંતર અંધકાર એ વિદ્યા હરે જ્ઞાનચક્ષુ મળે સહુ પાર પડે.

**લક્ષ્મી**–સખી એવો એવો શું તું બોધ કરે કદિ લક્ષ્મીથી વિદ્યા નહિજ ચઢે
વિત્તથી સૈ વૈભવ આવી મળે વિદ્વાન અણેરા ભીખારી ફરે
વિત્તથી હમે કામ ઘણાં કીજીયે વિત્તથી જગે માન ઘણાં લીજીયે
વિત્તથી શણગાર ઘણાં સજીયે વિત્તથી અતિ વૈભવમાં રીઝીયે

**વિદ્યા**–સખી વિત્તને વૈભવ વિદ્યા થકી ખરૂં માન પમાય વિદ્યાથી નકી
કદિ ના આવે વિદ્યા વિણ સુખ વકી ધનવાન ભલે મદે જાય છકી
ધનનો કદિ નાશ થશેજ થશે અણમોલી વિદ્યા કદિ પાસ હશે
ધનનું સુખ કોદિ જશેજ જશે ફરીથી મળશે સદ્ વિદ્યા હશે.

**લક્ષ્મી**–સખી વિત્તથી વિદ્યા છે સર્વોપરી આજથી રૂદેમાંય
લીધું કોતરી–શરમાઈ જો.

## ગીત ૯૫.

**છોકરી**–ફુલ ગુલાબનાં તું ખરી જશે નહિ ગમે મને દુઃખ તો થશે
તુજ વિના પછી ક્યાં જઈ રહું ઉજડ બાગમાં હું નહિ ફરૂં

**ગુલાબ**–ગભરા ના સખી ત્યજ મન ચિન્તા દીલમાં ન જા ડરી
દીલમાં ન જા ડરી હાંરે બેની દીલમાં ન જા ડરી
ખરી જઈશ હું ખરી વાત પણ રૂતુમાં ફરી જન્માય
ખરી પડવું ફરી બધવું મધમઘવું વન જગનું
પછી મોસમ ઉતરતાં ફરી મરવું ચક્રરી ફરી ફરી–ગભરા ના૦

**છોકરી**–તને ના જોઉં રે મને ગોઠે ના બાગે ગુલાબ
હાંરે મને ગોઠે ના બાગે ગુલાબ–તને ના૦
આજે રીઝાવે તું કાલે રડાવે દેખાડે લખાડે ખ્વાબ

હાંરે એની દેખાડે લખાડે ખ્વાબ—તને ના૦
રૂતુમાં રમાડી મ્હાલ કરૂતુ કરી દે કાળ
એવા ગમે ના ઢંગ હાંરે એની એવા ગમે ના૦
તરસાવે ટવળાવે ભરમાવે કરમાવે ક્યાં ન આવે ખિજાવે રંગ-તને૦

ગુલાબ—જગત પતંગરૂપ આવે જાય પાણી કુપ નવા નવા જોતું ઢંગ
પ્રિય એની તું શેની ગભરાયે મન કેની ધીરજ તું ધરની ઉમંગ-તને૦

## ૯૬ બાળયાચના

પ્રભુ પાયપડી અમે યાચીએ
આપો આરોગ્ય આનંદ અંગ
સાથે શુભ સંગ—સુખી આ સંસારમાં

અમે બાળાઓ બાળક બહુ હતી
ન્હોતી જીભ કે દાંત લગાર દીધાં તે આ વારસુખી
કાલી કાલી વાણી અમે બોલતાં
ન્હોતી બુધ્ધી વિવેક વિચાર
કંઇ તલ ભાર સુખી૦

અમે બાળ રમત રમીએ ઘણી
આવે માત અમોને તો યાદ
પ્રભુ તુંજ નાદ સુખી૦

હમે કન્યાશાળા માંહે આવીઆં
મળે નિત્ય બુધ્ધીં તણું દાન
થઇએ ગુણવાન સુખી૦

## ગરબી ૯૭ (બાલશિક્ષણ ગરબાવલી)

(રમવાને આવોનેરે એ રાહ)

સહુ સખીઓ ધરીને ઉમંગ જોવા આવોનેરે
ગવરાવો શરદ ૠતુ રંગ ગાઇ દીપાવોનેરે
વાદળ ધોળાં રૂપેરી સોહાયે આકાશ નિર્મળ સાફ જણાયે
ટંડી લ્હેકીએ વાયુ વાય, જોવા આવોનેરે—સહુ૦

ઘનઘોર વાદળ થઇ ચઢી ગાજે, બકતા બપૈયા ઝાડોપર છાજે
સનનન મેહુલા બિરાજે, જોવા આવોનેરે—સહુ૦

નીરે નવાણો રહ્યાં છલકાઇ, કિનારે ઝાંટ લીલુડી છવાઇ
દરીયાની ભરતી સમાઇ, જોવા આવોનેરે—સહુ૦

ખેડુત ધાન્ય ઉગ્યાં જોઇ રાચે, પંખીઓ ખાતાં ઉડાડતાં નાચે
ગોફણો જોઇ નાસે સાચે, જોવા આવોનેરે—સહુ૦

રાતલડી રૂડી શરદ પુનમની, નિર્મળ ચંદ્રથી શોભિતી બમણી
જલમાં જણાતી નમણી, જોવા આવોનેરે—સહુ૦

જળમય ભૂમિ જગે પથરાઇ, શરદ ૠતુ સુખકારી ગવાઇ
કવિએ રૂડા ગુણે ગાઇ, જોવા આવોનેરે—સહુ૦

## ગરબી ૯૮ પ્રભુ મહિમા. (શ્રી ગીતાવલી.)

(આવોને નંદલાલ રમવા-એ રાહ.)

પ્રભુ મહિમા ગુણ ગાઓ!રે, સર્વ મંગળ થાશે,
ત્રિભુવન પાલન બ્રહ્મ સનાતન, સચિદ્ ઘનપદ ધાવોરે-સર્વ૦

પરાભક્તિના પુન્ય તીર્થમાં, નિર્મળ મનથકી નાઓરે-સર્વ૦
પરમામૃત પદ પ્રાપ્ત થવાને, પ્રભુ શરણાપન્ન થાઓરે-સર્વ૦
કુત્સિત કર્મનો ત્યાગ કરીને મંગળ માર્ગે જાઓરે—સર્વ મંગળ
પરમાત્મા પરબ્રહ્મ પદાબ્જે પ્રીતી પુષ્પ વધાવોરે—-સર્વ મંગળ

## ગરબી ૯૯.

ગુણી જનની હાં હાં રે ગુણી જનની હાં હાં રે ગુણી જનની
ગરબી ગાઓ સોહાસણ અલબેલી
રમતથી દીલ રીઝાઓ ગમતસે જાન ભેલી
સાહીઅર શાણી બેન અમારી ધન ધન સાસરે જાય જો
સકર્મી તમે સાસરૂં પામ્યા સાસરે સુખીયાં થાવ ભાગ્યવંત લેખાવો
સોહાસણ અલબેલી સાસરીઆમાં સંપે વસીને કુલની વધારજો લાજજો
સાસુ સસરાને પાયે પડીને જશનુ જીતજો તાજ—સોહા૦ અલ૦
નમ્રપણું સ્ત્રીઓનુ આભુષણ તેનો કરી શૃંગારજો આલે સાહને
નમનતાઇથી દીપાવજો સંસાર. સોહાસણ અલબેલી ગુણી જનની

## ૧૦૦ (હરિગીત છંદ.)

ઓ આર્ય બ્હેનો ઉર થકી કુસંપ કલેશો પરહરો
મદ ક્રોધને આળસ ગણો સહુ દુર્ગણો દુઃખનો ઝરો
વાણી અસત્યજ ત્યાગીને પતિ ભક્તિમાં લીન થઇ રહો
સખી સદ્‌ગુણો અંતર ધરી આનંદ મય જીવન કરો
દ્રષ્ટાંત રૂપ જીવન જુઓ અત્રિ રૂષીના પત્નીનું

મુકાવ્યું અભિમાન બ્રહ્મા વિષ્ણુ ને શિવજી તણું
શુભ નામ અનસૂયાનું નિત્ય નિરંતરે સ્મરતા રહો

સખી સદ્‌ગુણો અંતર ધરી આનંદમય જીવન કરો
શુભ જનક તનયા પ્રિતથી પતિસંગ વનમાં જઇ વસી

દારૂણ દુ:ખ અરણ્ય ખાતે ધૈર્યથી ધારી રહી
શ્રીરામ મુખથી નામ જપતાં અસુર ભય કીધો ખરો

સખી સદ્‌ગુણો અંતર ધરી આનંદમય જીવન કરો
રાણી સતી દમયંતી જેની કીર્તિ જગમાં જળહળે

તજી એકલી નીર્જન વને નળરાય ચાલ્યો કલિ કળે
વળી હાર કેરૂં આળ આવ્યું સત્ય સંગી પ્રભુ થયો

સખી સદ્‌ગુણો અંતર ધરી આનંદમય જીવન કરો
સતિ સાધ્વી જે દ્રૌપદિ દુર્યોધને દુ:ખી કરી

ભર સભા માંહે ચીર તાણ્યાં દુષ્ટ નવ લાજ્યો જરી
પતિ ભક્તિમાં એ લીન સતી ને સ્હાય શ્રી નરહરી થયો

સખી સદ્‌ગુણો અંતર ધરી આનંદમય જીવન કરો
વિખ્યાત સતિ સાવિત્રી રાણી સત્યવાનની જે હતી
વૈભવ પીતા ઘરનો તજી આજ્ઞા પતિની પાળતી
વનમાં પતિ નીજ મૃત થાતાં યમ પાસથી મુકાવીઓ
સખી સદ્‌ગુણો અંતર ધરી આનંદમય જીવન કરો

## ૧૦૧ મધુકર (હરિગીત છંદ.)

ખીલ્યાં શું પુષ્પો અવનવાં કંઇ નવનવાં ઉદ્યાનમાં
ભટકે મધુકર તે ઉપર મકરંદ લેવા તાનમાં
ફસતાં ફસ્યો કુમુદી મહીં કિંતુ શકયો ના નીસરી
બોલ્યો બીચારો બોલ તે નિજ ચક્ષુમાં અશ્રુ ભરી

### ગઝલ.

**મધુકર**—ધરીને આશ અંતરમાં હું આવ્યો પ્રેમથી પાસે
થઇ આશા નિરાશાને ફસ્યો છું હાયરે ફાંસે
ન જાણ્યું આ કુમુદીની બીડાઇ પ્રાણને લેશે
અરે આનંદ ને બદલે હૃદય આ વ્યાધિઓ સે'શે
વિકાસીને કુમુદીની જરા સ્નેહે છુટો કરને
કરે છે જુલ્મ શું આવો, દયા કંઇ દીલમાં ધરને
હું ચાહું છું તને હરનિશ અવરથી ઉર નવ લાગે
શું તેને આમ રિબાવી વિના મૃત્યુથી તું મારે

### હરિગીત.

**કુમુદીની**—નીરખી ઇન્દુ નભ વિષે પુર્ણ પ્રફુલ્લિત થાઉં છું
અતિ અનીલથી અથડાઇ લળીને મનમાંહી મકલાઉં છું
જાતાં શશી સાગર મહીં હું ઉર મહીં અકળાઉં છું
વ્હાલા તણા વિરહે કરી બેબાકળી બીડાઉં છું

## ગઝલ.

ભલે કર ચાહ તું મારી ન મારી ચાહ છે તુજમાં
અવીચળ પ્રીતિ ઇન્દુની અહો નીશ મુજ અન્તરમાં
હું નિરખી શ્યામ નભ માંહી પુરી પ્રીતે વિકાસું છું
છતાં તે દુર દ્રષ્ટીથીમુંઝાઇ બંધ થાઉં છું
ન જાણી તેં પુરી પ્રીતિ હવે પસ્તાય છે શાથી
પડયો પીડાય છે તું તો અરે નીજ હાથના ઘાથી
પરસ્પર પ્રીત ના હોયે ખરેખર ત્યાં ખુવારી છે
મધુકર માનજે મનમાં તને આ શીખ સારી છે

## ૧૦૨ વરસાદનું ગીત.

ઝરમર ઝરમર ઝરમર મેહ વાંદળાં ઉપરથી વે
સર સર સર સર સર સર વાગે જેમ વરસે વરસાદ
ઝર ઝર તેતો આવેછે ફર ફર પવન લાવેછે
હસતીને હસાવે છે વસતીને વસાવે છે
ઝરમર ઝરમર ઝરમર મેહ વાદળાં ઉપરથી વે
તરાતર ને ઝરાઝર લોક છત્રીઓ ઉઘાડે છે
હેસાનથી સહુ કોઇ હરદમ સરતો ઝુકાવે છે
ઝરમર ઝરમર ઝરમર મેહ વાદળાં ઉપરથી વે
કરરરર કરરરર વાગેછે વાદળાં બી ગાજેછે

ચમ ચમ ચમ ચમ થાય ચમકાર
ઝમ ઝમ વિજળીનો ઝમકાર
વરસાદજી થઇને સરદાર ધરતીને ધ્રુજાવે છે.

## ગીત ૧૦૩

(મન માયાના કરનારા રે એ. રાહ)

ક્ષુદ્ર ઝુંપડીમાં વસનારારે સદ્ય મહાલય શોધી કાઢ તારા
જ્યાં પ્રકાશ નહિ અંધારાં રે નોય ઝુંપડી આ મહેલ તેતો ન્યારારે
દીવેલ કોડીયું ઝુંપડી આ તારી વિદ્યુત સમા બળનારા
અપુર્વ મ્હેલ તજી રહે કાં ઝુંપડીમાં શુદ્ધ સ્થાનમાં રહેનારારે
દર્ભની સાદડી ઉપર પડે કાં રૂની ગાદીએ પોઢનારા
ધાંણીના ઓગણા જોઇ ફૂલાતી શું છાંડી ગજ્યા ચણા સારારે
ઝુંપડી તું તારી માનીને દુઃખી થતો નીંદીને ભાગ્ય તુજ પ્યારા
(પણ) તારે કાજે તો કાંઇ જુદાં મંદીર છે ધન વૈભવ જ્યાં અપારારે
સાચોતું માલ ખોળી હાથ કરી બેશજે છોડીને કચરા નઠારા
જેને ગૃહણ કર્યે જનિ મૃતિ ટળતાં છુટે આ ભવ જાય ભારારે
એવું છે એક સ્થાન જેને જાણ્યેથી જતા સર્વ પ્રકારના તપારા
નરહરી પદ તેહ શોધી ત્યાં બેશજે શિવ રૂપથઈ મિત્ર મારારે

# ગરબી ૧૦૪

બ્હેની સદા ચરણુ નવ ચુકીએ સદા ચરણુ નવ ચુકીએ બ્હેની
ખડ ખડ હસીએ કદી ન બ્હેની સુણીએ હિતની વાત મજેની
પર ધનને મૃતિકાવત જાણી બ્હેની તે પર થુકીએ રે બ્હેની
લાખેણી લજ્જાને ધરીએ ઉંચા સ્વરથી વાત ન કરીએ
કરે મશ્કરી તેની આગળ પળ બેની નવ ઢુકીએ રે બ્હેની
સાસુ સસરા નણુદ દીઅરને સંતોષી ખુશી કરીએ વરને
પરિચિત ઘર વિના બીજા ઘરમાં પગ બેની નવ મુકીએ રે
ગુણનો બદલો ગુણથી દઇએ કયાંએ ઘરનું છિદ્ર ન કહીએ
પુજ્ય તણી નિંદાથી દુર્લભ વરના કાન નવ ફુંકીએરે— બેની

# ૧૦૫ રંગીલી પુનેમ

રંગીલી રૂડી પુનેમ રાતે રીઝાઇએ
હાંરે બેની ચાલોતો ગીતડાં ગાઇએ — રંગીલી૦
હાંરે જુઓ ચંદ્ર પ્રકાશ બહુ તેજમાં
હાંરે રાખો નિદ્રાએ ધ્યાન નવ સેજમાં
હાંરે વહી જાશે જો વેળ પસ્તાઇએ— રંગીલી૦

હાંરે ઘરબાર સંસાર વેઠ નિત્યની (ત)
હાંરે અવકાશે રમત રૂડી રીતની
હાંરે શીદ નીતિ ગાવાને શરમાઇએ --- રંગીલી૦

હાંરે રચ્યાં ત્રણે ભુવન જેણે જોમથી
હાંરે દીપ્ત કીધું આકાશ રવિ સોમથી
હાંરે તેના ગુણો ગાવા જ નીન ધાઇએ -- રંગીલી૦

હાંરે સખી ભૂલીએ પ્રભુને જોઈ સુખને
હાંરે સર્વ થોડે ઘણે છે શરણ દુઃખને
હાંરે નહિ ભય જોઇને અકળાઇએ --- રંગીલી૦

હાંરે હસી હસી લીઓ તાલ પ્રેમથી
હાંરે હરી ભાવે ભજો ભલી નેમથી
હાંરે કહે પીરોજ ગાઇ હરખાઇએ—રંગીલી૦

---

## ગરબી ૧૦૬ (સૌભાગ્ય સંગીત સંગ્રહ)

શાણું સુઘડ સદ્ગુણી બની બ્હેન સાસરે સુખમાં મ્હાલોરે
સંસારે સૌ સ્ત્રી કર્તવ્યો કરી પરમ પદ પાળોરે— શાણું૦
મધુર વચન છે અમૃતથી મીઠાં જન મન રંજનકારીરે
શાણપણે સૌ સાથે બોલવું નમ્રપણું વધારીરે-- શાણું૦

સ્વામી સંબંધે શ્વસુર પક્ષની સેવા કરવી સુરીતેરે
માત પિતા સમ સાસુ સસરા માનવા મનથી નિત્યરે— શાણું૦
પોતાનુંજ ઘર હવે થયું જે તે તો સંભાળવું ભાવેરે
ઘર ગોઠવણી તો ગોરીનો ગરવો ધર્મજ કહાવેરે— શાણું૦
બાળકની સંભાળ કેળવણી સ્ત્રીનો એ ધર્મ ત્રીજોરે
ત્રણે ધર્મ સરસ સરળ એ પાળ્યા તો પ્રભુ રીઝેરે— શાણું૦
પ્રભુની પ્રાર્થનાથી પ્યારા કર્તવ્ય કર્મો કરવાંરે
જપ તપ વ્રત ઉપવાસ મુકી પણ પ્રેમે પતિવ્રત ધરવાંરે—શાણું૦
બેની પતિવ્રત ધારી ધીરજથી કુળની કીર્તિ વધારીરે
વિશ્વંભરનો રાખી ભરોસો રહેજે એ બ્હેની તું મારીરે—શાણું૦
સુખી સદા તું થજે ઉભય સ્થળ કર મંગળ લાડ ઘેલીરે
માની કુખ વખણાવજે વહાલી માની નવલ શીખ છેલ્લીરે—શાણું૦

---

૧૦૭.

( કામણ દીસે છે અલબેલા એ રાહ. )

**( સૌભાગ્ય સંગીત સંગ્રહ. )**

બ્હેની સ્નેહ રંગ આનંદે નિત્યે મહાલજેરે પતિવ્રત પાળજેરે—બ્હેની૦
ભારતની પુત્રી તુ રૂડી સહે અનુપમ દુઃખડાં ધીરી
તદપી મીઠડે મુખડે તુજ સ્મિત રાખજેરે વિમળ પ્રીતિ
ઝાંખજેરે— બ્હેની૦

ધર્મશાસ્ત્રની અદ્‌ભુત વાણી સર્વ પંથમાં નીતિ પ્રમાણી
દિવ્ય યુગ્મ તુજ પતિ તુજ કેરૂં સુહાવજેરે,
શિયળમાં રાચજેરે—બ્હેની૦
અનેક સંકટ તુજને નડશે પ્રેમમાર્ગમાં કંટક પડશે
જગદીશ્વર પર શ્રદ્ધા સાચી રાખજેરે,
તરીને તારજેરે—બ્હેની૦
માતુ આપણી ભારતી જોતી ખિન્ન ગાત્ર આંસુડા લ્હોતી
પૂર્વ સ્થિતિ આલ્હાદક ગઇ કયાં એની છેરે,
અંતરમાં દહેરે—બ્હેની૦
વ્હેમ કુસંપો કલેશ કદાપિ ગૃહમંદિર સુખવાડી બનાવી
દિન નબળામાં આત્મ ઉદાર તું ધારજેરે,
ખરૂં તુજ રૂપ તેરે—બ્હેની૦
મૂર્ખ રૂઢીનાં બંધન તોડી સુનીતિ લજ્જા સુવૃત્ત જોડી
નિજ બાળક બુદ્ધિ ને વૃત્તિ ખીલાવજેરે,
ઉદયની આશ—એરે બ્હેની૦

---

## ગરબી ૧૦૮ (સૌભાગ્ય સંગીત સંગ્રહ)

(થિર હરિને કોઇ આ ઠામરે નહિ રહેવાનું એ રાગ)

શું કરશે સારૂં બ્હેન કોરી કેળવણી
સદ્‌ગુણની નહિ જો હોય સાથે મેળવણી
કદિ રાંધતાં જમતાં શીખ્યાં શીખ્યાં કદિ પીરસવારે
સરખે સરખી સખીઓ સાથે શીખ્યાં સુંદર હસવા— કોરી૦
ગંજીફા ચોપાટ કાંકરી એવી રમત અનેકરે
રાત દિવસ રમવાને રાગે અજાણુ હોય ન એક— કોરી૦

ખાટ પલંગ ખુરશીએ બેઠાં મોજમઝા બહુ માણીરે
દીન જનોને દુઃખીયાં દેખી ધ્યાન મનમાં આણી— કોરી૦
વિવેકીઓને વૃદ્ધ જનોને વિવેકીઓ પણ માનેરે
તપાવવા તેને પણ શીખ્યાં ઉદ્ધતાઇ અપમાને— કોરી૦
લાંબી લાજ કાઢતાં શીખ્યાં અથવા મેલી દેતારે
કડવાં વેણુ હાસ્યથી હરખી શીખ્યાં સૌને કહેતાં— કોરી૦
હક્ક સ્વામીના સરખો લેતાં દેતાં સૌને ડારોરે
સ્વતંત્રાનો સ્વાદ ચાખતાં શીખ્યાં કેવો સારો— કોરી૦
ભણી ગણીને જે કરવાનું તે તો રહે છે અળગુંરે
નહિ શીખવાનું તે શીખે છે એવું સંકટ વળગ્યું— કોરી૦
સાર ભણીને જે લેવાનો તે તો રહે છે દૂરરે
દેશ સુધારક નરનું તેથી જાય ઉતરી શૂર— કોરી૦
બાળયુવા વૃદ્ધાવસ્થાને સફળ કરે જો બ્હેનોરે
તો આ વિશ્વ વિષે લીધેલો સફળ જન્મ છે તેનો— કોરી૦

---

## ગરબી ૧૦૯ મહેમાનોને પ્રાર્થના (સ્ત્રી ગીતાવલી.)

(ઓધવજીના સંદેશાનો રાહ)

મહેમાનો આ વ્હાલાં પુનઃ પધારજો,
તમ ચરણે અમ સદન સદૈવ સુહાવજો— મહે૦
કરજો માફ હજારો પામર પાપ જે,
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જે— મહે૦

જગત ગિરિ શૃંગોના વસનારાં તમે,
    ઉતર્યાં રંક ઘરે શો પુણ્ય પ્રભાવજો-- મ્હેં૦
આ પ્યા સારી ના અમને આવડી,
    લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવજો-- મ્હે૦

## ગરબી ૧૧૦ વાંસલડી (સ્ત્રી ગીતાવલી.)

[ઓધવજી સંદેશો કહેજો-એ રાહ]

વાંસલડીએ ઘેલી રાધાને કરી,
    મધુરી વાગે પણ નવ દીસે ક્હાનજો-- વાંસલડી૦
વાંસલડી કહે સુણ્ય ઓ રાધા બ્હાવરી,
    અલખ મૂખ ચડિ કરૂં છું હું લખ ગાનજો--વાંસ૦
અલખ પ્રીતડી જગાડું તુજ હૈડા વિષે,
    અલખ ક્હાનની વનમાં ન જડે વાટજો-- વાંસ૦
અલખની જોગણ અલખ જો ન ધરી જાગજે,
    જગત અલખ રતિ જમુનાજીને ઘાટજો-- વાંસ૦

---

## ગરબી ૧૧૧ (સ્ત્રી ગીતાવલી.)

[આવો ગાવો સહીયરો-એ રાહ]

રંઢીયાળી હરીઆળી
રળીઆમણી શી રોશની આ રંગમાં રમે
રંગમાં રમે સખી મારા મનને ગમે-- રળીઆમણી૦
ખીલી રૂડી ચદ્દની આ ચંદ્ર સમી ચળકતી
મંડળની ખુશાલી જન મન પર ઝળકતી
આજનો આનંદ સકળ સજ્જનને ગમે— રળીઆમણી૦

ભણતર ભણતી બાળાઓ ચાલો
ચાલોને બાળાઓ હેતેથી મહાલો
આ રૂડી રચના નિહાળો સખી
આજ ઉત્સવ પાળો—                    રઢીઆળી૦

## ગરબી ૧૧૨.

પતિવ્રતનો પૂર્ણ પ્રતાપ જગમાં જાહેર છે જાહેર છે.
તૃપ્ત કર્યા દુર્વાસાને વિણ ભોજન ભવ્ય પ્રસાદે
દિવ્ય સતી દ્રૌપદીનાં કામો સુભગ સુયશને સાદે— જગમાં૦
શુદ્ધ સતી સાવિત્રી જેણે પતિના પ્રાણ બચાવ્યા
નિજ પતિવ્રતને પૂર્ણ પ્રતાપે યમ કિંકરને ટાળ્યા— જગમાં૦
ભોગવતી સતી જેનો સ્વામી સર્પ ભયંકર ભારી
નિજ પતિવ્રતને પૂર્ણ પ્રતાપે કર્યો પુરૂષ તનધારી—જગમાં૦
અનંત અદ્દભુત કૃત્યો કરતી અનંત સતીઓ છાજે
એ સહુ સતીઓનાં નામ સ્મરણ કરી પવિત્ર થઇએ આજે—જગમાં૦

## ૧૧૩ (હરિયશ ગીત.)

[સત્સંગનો રસ ચાખ-એ રાહ]

પ્રભુ રીઝવવા શ્યામાને સાધન શિયળથી સારૂં ન અન્ય
સખીરે પતિવ્રતાને ધન્ય
વિધિ સર્વે આ વ્રતમાં મટે અથડાતું મન—                    સખીરે૦

સીતા સાવિત્રી સાધવી કેવાં, સ્વામી કારણ સેવ્યાં વન—સખીરે૦
દમયંતીએ દુઃખ દાસત્વ વેઠયું, ધન્ય પતિવ્રત ધન્ય— સખીરે૦
સુધરે સ્વાર્થ. પછી પરમાર્થ જો શુદ્ધ માનિની મન— સખીરે૦
સર્વ કાર્યમાં સહાય પ્રભુની, મળે શું કરવું અન્ય— સખીરે૦
શિયળ આભૂષણ સુંદરી કેરૂં, નિર્ધનનું પણ ધન— સખીરે૦
સંતોષે હરિ દેવ પ્રશંસે, જસ કહે સતીને ધન્ય— સખીરે૦

---

## ૧૧૪ ભગવતલીલા (હરિયશ ગીત.)

[લટકાળોરે ગિરિવરધારી—એ લય]

વ્હાલે ગોકુળમાં ગૌ ચારી શશી મુખ પર જાઉં વારીરે—વ્હાલે૦
વ્હાલે વાસવ વૃષ્ટિ નિવારી, અંગુલીએ ગિરિવર ધારીરે—વ્હાલે૦
ઋષિનારી રાધાવરે તારી, પાપી પુતનાને સંહારીરે— વ્હાલે૦
કામકેશી તણો ગર્વ તોડયો, ક્રોધ કંસના ઠામને ફેડયોરે—વ્હાલે૦
વિવેક વાસુદેવ મોહ ઉપજાવ્યો દેવકીએ દેવ દર્શાવ્યોરે—વ્હાલે૦
મન મથુરામાં માધવ મ્હાલ્યા, મોહ, મત્સર, દાનવ ચાલ્યારે—વ્હાલે૦
જન નગર નિવાસીરે હરખ્યા, નેહે નંદના લાલને નિરખ્યારે—વ્હાલે૦
એક પ્રીતિને વશ વ્રજ વ્હાલો, બાકી સર્વ મનોરથ ઠાલોરે—વ્હાલે૦
કરો સ્મરણ સૌ દુઃખ જાશે, હોય અંધારૂં નહિ રવિ પાસેરે—વ્હાલે૦
આ જન્મ ધરી જન જાગો, જસ માધવ ભક્તિ માગોરે—વ્હાલે૦

---

## ૧૧૫ અર્જુનની પ્રાર્થના [દિવાને સાગર]

ચંચળ મન છે ઠગારૂં ઓ ભગવત્ ચંચળ મન છે ઠગારૂં.
સંકલ્પ લાવે વિકલ્પો કરાવે એને તે શી રીતે વારૂં ?--ઓ ભગ૦
જ્ઞાન વિચાર કથ્યો નવ માને લાગે છે એતો અકારૂં—ઓ ભગ૦
ઝાઝું દિસે બલવાળું એ મુજથી એથી હવે તો હું હારૂં– ઓ ભગ૦
જાતે દાવાનળમાં ઝંપલાવે જાણીને ઝેર પીનારૂં–ઓ ભગવત ચંચળ૦
પૂછત પાર્થ પ્રભો ! પ્રેમ સાગર ! કઇ પેર મનને હું મારૂં ! ઓ ભગ૦

---

## ૧૧૬ અર્જુનને ઉત્તર [દિવાને સાગર]

દ્દઢ પુરૂષાર્થજ કરવું, ઓ યોધ્ધા ! દ્દઢ પુરૂષાર્થજ કરવું
ક્ષત્રિય વીર થવું ભવરણમાં, પ્રણવ ધનુષ કર ધરવું–ઓ યોધ્ધા૦
વળગણ માટીનું સઘળું વિસારી, કેસરીઆં કરી લ્હડવું–ઓ યોધ્ધા૦
કબજ કરી રિપુ આત્મઅભ્યાસે, જ્ઞાન વિરાગે વિહરવું--ઓ યોધ્ધા૦
તું છે અજીત, અમર કર જય હાં ! માયાનું મૂકરર મરવું–ઓ યોધ્ધા૦
શ્રધ્ધાથી તર મોહસાગર બચ્ચા ! કૃષ્ણ વચન અનુસરવું–ઓ યોધ્ધા૦

---

## ૧૧૭ પિછાન છે. [દિવાને સાગર.]

પિછાન છે પિછાન છે, પિછાન છે રે, ઓંમ શાન્તિના મ્હારે પિછાન છે
આવ્યો છે ખેળીઓ ને પૂછે છે ઘર ઘર ઘેલાનાં કિયાં મકાનછેરે
ઓંમ શાન્તિ૦
લાવ્યા છો પત્રિકા પ્રીતમના પ્રેમની વીરા લ્યો હીરાનાં દાન છેરે
ઓંમ શાન્તિ૦

દાણા મોતીના કામણગારે કાતર્યાં છાનાં મહીં પ્રેમનાં નિશાન છેરે
ઓંમ શાન્તિ૦
કહેજો પ્રભુને તેને ના તલસાવીએ આઠ પહોર ઓંમ ધ્યાન છેરે
ઓંમ શાન્તિ૦
સાગર જપે હરિ ઓંમ પ્રેમ શાંતિ ઉરે તૂંહિ તૂંહિ તાન છેરે
ઓંમ શાન્તિ૦

---

## ૧૧૮ પ્રેમની બલિહારી. [દિવાને સાગર.]

પ્રેમની પ્રેમની પ્રેમનીરે બલિહારી બલિહારી પ્રેમનામની
ગોપી રસીલી રાસ રમતી વૃંદાબન લીલા જુવો રાધે શ્યામનીરે બલિ૦
હૈડાની ગોદમાં હેતે ચંપાતાં છબી અભિન્ન સીતારામનીરે— બલિ૦
આધિ ઉપાધિ લય પામી સમાધિમાં લીધી ફકીરી આઠ યામનીરે–બ૦
હોમ્યું છે તનમન હેતે હવે ઘડી આવી કે ના'વી આરામનીરે–બ૦
સાગર સનમ ઉર સ્થાપી કલાપી ચાવી બતાવી બ્રહ્મધામનીરે-બ૦

---

## ૧૧૯ જ્ઞાન ગોઠડી. [દિવાને સાગર.]

ઓ જ્ઞાનીઓ આવો તજી કરીએ કંઇ જ્ઞાનની ગોઠડી
દશ દિશ જુવો નાચે છે નિજ રૂપ સજી રસ ઘાટડી––ઓ જ્ઞાનીઓ૦
કોઇક કહે પરમેશ્વર એ, રસિયાજી શ્રી રાધાવરછે.
નાના નિજથી કશું એ પર છે––                    ઓ જ્ઞાનીઓ૦
કોઇ બ્રહ્મતણી માયા ભાખે કોઇ રાખે ને કોઇ ત્યાગે

જ્ઞાની ના ત્યાગે ના રાખે-- ઓ જ્ઞાનીઓ૦
ઘર સહજ તણું જ અનુભવીનું કરવું ના કરવું સૌ હરિનુ
જ્યમ છે ત્યમ સુન્દર રૂપે બન્યું-- ઓ જ્ઞાનીઓ૦
આ હાડ બધાય થયો ન થયો સાગર, સમરસ સહજે વિલસ્યો
પણ કોટિ વિધિથી ગવાઇ રહ્યો— ઓ જ્ઞાનીઓ૦

---

## ગરબી ૧૨૦

સંસાર સુધારાની જ્યુબિલી આજ ઉમંગે ઉજવીએ-સંસાર૦
મનગમતી તનરમતી ખુશ કરતી ઝુગઝુગતી અનુસરતી
**સાખી**—પચાશ વર્ષ પુરાં થયાં સંસાર સુધારા તણાં
સંગીન સ્ત્રી કેળવણીનાં ખુલ્લાં થયાં શુભ દ્વાર
રૂખી ભવઘાટ ચાલી રે સુધારાનું જગ ભરવા
લાવી નીતિ નિહાળીરે તરસ તન પરહરવા
સ્ત્રીસવ સુધર્યો એક અમારો
સુખનો સુરજ ઉગ્યો સુધારો
સ્ત્રીહિત માટે ભલે તે પધાર્યા
સારો એ સુખનો આરો અમારો સંસાર સુધાર્યો
જગ જગમાં પ્રગટયો જોશ સત્ય સુધારાનો
મહિલા મંડળ ચિત્ત ચહાય ઉદય થજો મનમાન્યરે-સંસાર૦

---